# પરાક્રમી પૌરવ

યાને

# ભારતનું ગૌરવ.

( ત્રિઅંકી નાટક. )

રચનાર.

પ્રોફેસર, જેઠાલાલ ચીમનલાલ સ્વામિનારાયણ,

અમદાવાદ.

પ્રકાશક અને સોલ એજન્ટ

માણેકલાલ ભાઈચંદદાસ પૂજાદાસ શાહ,

બુકસેલર, શેઠ બહેચરદાસની પોળ, શહાપુર—અમદાવાદ.

પ્રથમાવૃત્તિ. સંવત ૧૯૭૮. સને ૧૯૨૧ પ્રત ૧૦૦૦.



અમદાવાદ—સલાપોસ રોડપર ધી ડાયમંડ જ્યુબિલિ પ્રિન્ટિંગ પ્રેસમાં પરીખ દેવીદાસ છગનલાલે છાપ્યું.

કિંમત રૂ. ૧-૪-૦

# પરાક્રમી પૌરવ

યાને

# ભારતનું ગૌરવ.

( ત્રિઅંકી નાટક. )

રચનાર.

પ્રોફેસર, જેઠાલાલ ચીમનલાલ સ્વામિનારાયણ,

અમદાવાદ.

પ્રકાશક અને સોલ એજન્ટ

માણેકલાલ ભાઇચંદદાસ પૂજાદાસ શાહ,

બુકસેલર, શેઠ બહેચરદાસની પોળ, શાહપુર—અમદાવાદ.

પ્રથમાવૃત્તિ. સંવત ૧૯૭૮. સને ૧૯૨૧ પ્રત ૧૦૦૦.



અમદાવાદ—સલાપોસ રોડપર ધી ડાયમંડ જ્યુબિલિ પ્રિન્ટિંગ પ્રેસમાં પરીખ દેવીદાસ છગનલાલે છાપ્યું.

કિમ્મત રૂ. ૧-૪-૦

# પરાક્રમી પૌરવનું

## શુદ્ધિપત્ર.

| પૃષ્ઠ. | લીટી. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|
| ૩; ૧૩; ૭૧ | ૧૪; ૧૧; ૧; ૧૩ | રૂધિર; લઇ; વિજ્ય | રુધિર; લઈ; વિજય |
| ૨૯; ૧૦૦ | ૨૭; ૬ | પજ્ય; પ્રેમપર્વક | પૂજ્ય; પ્રેમપૂર્વક |
| ૫૪; ૫૫ | ૧૭,૨૨,૨૩;૩,૧૦,૧૬ | હિપેસ્ટીઅન | હીપેસ્ટીઅન |
| ૭૦; ૮૧ | ૨૯; ૧ | સ્રજાએલો; સહસ્ન | સરજાએલો; સહસ્ર |

# અર્પણ પત્રિકા.



ભારતભૂમિની સ્વતન્ત્રતા સિદ્ધ કરવા માટે

આરંભેલા

**અસહકાર રણયજ્ઞમાં**

બદ્ધપરિકર

માતૃભૂમિના દિવ્ય તેજસ્વી

**વીર પુરુષો અને વીરાંગનાઓ—**

જેઓ તજી નિજ સ્વાર્થ સુખે સમરમાં આગળ ધસ્યા,
સુખદુઃખ લાભાલાભ જેઓએ બધાં સરખાં ગણ્યાં;
ખોટા જગતના શોખને અતિ ક્ષુદ્ર ગણી અળગા કર્યા,
દેશસેવા સારૂ જેઓ જેલમાં તપસી બન્યા;
ખોળે ધરાના જેમણે નિજ પ્રાણ વ્હાલા છે ધર્યા,
સ્વાધીન પૃથ્વીમાં વિચરવા ટેક જેણે આદર્યો;
જ્યોત્સ્ના ધવલ કીર્તિ પ્રસારી ભુવન ત્રણ પાવન કર્યાં,
આત્માર્પણ કરી યજ્ઞમાં જે અમર યશ ભાગી થયા;

**તેવા સ્વદેશ ભક્તોના**

પવિત્ર કરકમલમાં

આ કૃતિ

**સાદર સમર્પણ કરું છું.**

લી. આપના સ્નેહાધીન,

જેઠાલાલ ચીમનલાલ સ્વામિનારાયણ

ના હર હર મહાદેવ.

# स्वदेशसेवादशकम् ।

स्वतन्त्रतासौम्यफलोपभोगं संदर्शयन्ती नियतं जनानाम् ।
अपारदुःखोदधिनाशदक्षा स्वदेशसेवैव महाव्रतं स्यात् ॥ १ ॥
ददाति याभीष्टमनोरथांश्च दरिद्रतादुष्टरिपुं च दाति ।
उन्मूलितानर्थपरम्परा च स्वदेशसेवैव महाव्रतं स्यात् ॥ २ ॥
अरीन् बलिष्ठान् प्रजिहीर्षमाणान् समूलनष्टांस्त्वरया करोति ।
परं च या मङ्गलहेतुभूता स्वदेशसेवैव महाव्रतं स्यात् ॥ ३ ॥
उपास्य यां रामरमेशमुख्याः पुरातना भूपतयो विशुद्धाः ।
चक्रुर्महीं ध्वस्तनिशाचरां सा स्वदेशसेवैव महाव्रतं स्यात् ॥ ४ ॥
इमां निबद्धुं धरणीं पवित्रां कृतोद्यमं ग्रीसनृपं जिगाय ।
यामाश्रितः श्रीपुरुवंशकेतुः स्वदेशसेवैव महाव्रतं स्यात् ॥ ५ ॥
स्थिरप्रातिज्ञो महितः प्रतापः संश्रित्य यस्या युयुधे पदाब्जम् ।
स्वधर्ममार्यस्य ततो ररक्ष स्वदेशसेवैव महाव्रतं स्यात् ॥ ६ ॥
यस्याः प्रभावेण शिवावतारो नृपो दुरालोकभुजो भवान्या ।
म्लेच्छान् ममर्दाशु महोग्रतेजाः स्वदेशसेवैव महाव्रतं स्यात् ॥ ७ ॥
निधाय यां चित्तसरोजमध्ये लक्ष्मीश्च राज्ञी करवालहस्ता ।
संचूर्णयामास रिपोर्बलानि स्वदेशसेवैव महाव्रतं स्यात् ॥ ८ ॥
विमोचनायार्यभुवोऽधुना या संस्थापिता स्वे हृदयप्रदेशे ।
महात्मना गांधिकुलोद्भवेन स्वदेशसेवैव महाव्रतं स्यात् ॥ ९ ॥
अमोघवीर्या विपदाकुलानां विपत्तिहन्त्री सुखदा सदा नः ।
गतप्रविष्टैः पुरुषैः सुसेव्या स्वदेशसेवैव महाव्रतं स्यात् ॥ १० ॥
मनः स्थिरीकृत्य पठेज्जनो य इमां स्तुतिं पापचयाग्निकल्पाम् ।
ध्रुवं समासादितदिव्यशक्तिः स्वदेशमोक्षाय भवेत् समर्थः ॥ ११ ॥

# પ્રસ્તાવના.

પતિપરાયણા સતી શકુન્તલાના અને આદર્શ નરપતિ દુષ્યન્તના બલિષ્ઠ બાળક સર્વદમને તેની નાની ઉમ્મરમાં સિંહવ્યાઘ્ર જેવાં ક્રૂર પશુઓને પણ કબજે કરી બધાને દમન કરનાર એવું અભિધાન મેળવ્યું હતું. તે જ સર્વદમને દુષ્યન્તના સિંહાસન ઉપર આરૂઢ થઈ સમગ્ર આર્યાવર્તને એક છત્ર નીચે આણ્યું હતું. તેને વિષે કાશ્યપ ઋષિએ ભવિષ્ય કહ્યું હતું કેઃ—

रथेनानुद्घातस्तिमितगतिना तीर्णजलधिः
पुरा सप्तद्वीपां जयति वसुधामप्रतिरथः ।
इहायं सत्त्वानां प्रसभदमनात् सर्वदमनः
पुनर्यास्यत्याख्यां भरत इति लोकस्य भरणात् ॥

( કાલિદાસનું અભિજ્ઞાન શાકુન્તલ નાટક અંક ૭ )

" ઝોલા વિના શાન્ત ગમન કરનારા રથ વડે સમુદ્ર તરીને પહેલાં સાત દ્વીપવાળી સઘળી પૃથ્વીને આ અનુપમ બાળક જીતશે. હમણાં સઘળાં પ્રાણીઓને બળાત્કારે વશ કરનાર આ બાળક જેને બધા સર્વદમન કહે છે તે ભવિષ્યમાં લોકોનું ઉત્તમ પ્રકારે ભરણપોષણ કરીને ભરત એવી સંજ્ઞા મેળવશે."

સમગ્ર પ્રજાનું ભરણપોષણ કરવું એ રાજાનો પ્રથમ ધર્મ છે. રાજામાં ઇશ્વરનો અંશ છે એવું ધર્મશાસ્ત્રોએ કહેલું છે. જેવી રીતે પરમાત્મા ભૂત-પ્રાણીમાત્રનું પોષણ કરવાની ફીકર રાખે છે તેવી રીતે રાજા પણ પોતાના પ્રજાજનોને પેટપુર ખાવાનું મળે છે કે નહીં તેની પહેલી ચિન્તા ધરાવે છે. ભગવાનને માટે તો એવું કહેવાય છે કે તે કોઈ પણ માણસને ભુખ્યો સુવાડતો નથી. માણસ ભુખ્યો જાગે છે પણ ભુખ્યો સુતો નથી એવી કાળજી વિશ્વમ્ભર વિભુને છે. કીડીને કણ અને હાથીને મણ આપનારો ત્રિલોકીનો નાથ જગન્નિયન્તા દેવદેવ સર્વવ્યાપક વિષ્ણુ છે. પોતાની ફરજ સારી રીતે સમજનાર મહીપતિ પણ ઇશ્વરની પેઠે પોતાની પ્રજાનું ભરણપોષણ કરે છે. ગરીબમાં ગરીબ માણુસ પણ દિવસમાં તેની ક્ષુધા સારી રીતે શાન્ત થાય એટલો ખોરાક પ્રાપ્ત કરી શકે છે કે નહીં એ તરફ લક્ષ્ય આપનાર રાજામાં ઇશ્વરનો અંશ ગણાય છે. ઇશ્વરની અને રાજાની સરખી ફરજ છે તેટલા માટે જ રાજા ઇશ્વરનો અંશ ગણાય છે. ભગવાનની કાળજી કેટલી તીવ્ર છે તે નીચેની આખ્યાયિકા ઉપરથી સમજાશે.

એક વખત વિષ્ણુ ભગવાનને લક્ષ્મીજી સાથે સંવાદ થયો. લક્ષ્મીજીએ કહ્યું, "ભગવન્, તમે રોજ બડાઈ મારો છો કે હું સઘળાને તૃપ્ત કર્યા

પછી જ સુઈ રહું છું. હું કોઈને ભુખ્યો સુવાડતો નથી, ભુખ્યો જગાડું છું પણ પાછો રાત્રે સુઈ રહે તે પહેલાં તેને અવશ્ય જમાડું છું, એવી તમે રોજ સફાઈ કરો છો એ શું સત્ય છે ?"

ભગવાને કહ્યું, "એમાં તમારે લગારે સંદેહ રાખવો નહીં. તમારી મરજીમાં આવે તેટલી મારી કસોટી કરો પણ તમને ખાત્રી થશે કે દરેક પ્રાણીને અન્ન આપવાની હું પુરેપુરી કાળજી રાખું છું." ઠીક, ત્યારે હું આવતી કાલે જોઈ લેઈશ એવો જવાબ લક્ષ્મીજીએ આપ્યો. બીજે દિવસે વહાણામાં ઉઠી સ્નાન કરી લક્ષ્મીજીએ રૂપાની દાબડીમાં એક ભુખી કીડીને પુરી. પછી રાત્રે ભગવાન સુવાની તૈયારી કરતા હતા તે વખતે કહ્યું કે તમે એક જીવને ભુખ્યો રાખ્યો છે અને તેમ છતાં તમે શા સારૂ ઠંડે કલેજે સુવા જાઓ છો ? ભગવાને પ્રત્યુત્તર આપ્યો કે મ્હેં કોઈને ભુખ્યો રાખ્યો નથી. લક્ષ્મીજીએ ડાબડી કાઢી ભગવાનને કહ્યું કે આમાં પુરાએલી કીડી આખો દિવસ ભુખી રહી છે. ભગવાને પ્રત્યુત્તર આપ્યો "એવું કદી બની શકે જ નહીં."

લક્ષ્મીજીએ ભગવાનની ખાત્રી કરવા ડાબડી ઉઘાડી પણ તુરત જ વિસ્મય પામ્યાં, કારણ કે સવારમાં લક્ષ્મીજીએ પોતાના ચાંદલાને ચોડેલા ચોખાનો એક દાણો દાબડીમાં પડી ગયેલો હતો તેને વળગીને કીડી આનન્દ સાથે ક્ષુધા શાન્ત કરતી હતી. લક્ષ્મીજી ભુઠાં પડી ગયાં અને ભગવાન સાથે વાદવિવાદ કરવામાં પોતાની અશક્તિ જોઈ શક્યાં. સારાંશ એટલો જ કે ભગવાન આખા વિશ્વનું ભરણપોષણ કરે છે. તેવી જ રીતે આદર્શ નૃપતિ પ્રજાનું ભરણપોષણ કરે છે.

દુષ્યન્તના તેજસ્વી સન્તાન સર્વદમને પણ આર્યાવર્તની સમગ્ર પ્રજાને એક છત્ર નીચે લાવી તેનું ઉત્તમ પ્રકારે ભરણપોષણ કર્યું અને સુખી પ્રજાનો હાર્દિક આશીર્વાદ મેળવ્યો. આર્યપ્રજા એટલી સુખી થઈ કે જે હિમાલયથી કન્યાકુમારી અને કરાંચીથી આસામ સુધીના આખા પ્રદેશ ઉપર સર્વદમનનો અધિકાર હતો તે પ્રદેશનું નામ સર્વદમનના ગુણ ઉપરથી પાડ્યું. ભરણપોષણ કરવાના ગુણ માટે સર્વદમનને ભરત એવા નામથી ઓળખવા લાગ્યા અને આર્યાવર્તને ભારતદેશ એવા અભિધાનથી ઓળખવા લાગ્યા. ભરતના સમય પછી આર્યભુમિને ભારતવર્ષ, ભારતભૂમિ, ભારતદેશ અથવા ટુંકામાં ભારત નામથી ઓળખે છે.

પવિત્ર ભારતભૂમિમાં દેશના રક્ષણ માટે આત્મોત્સર્ગનાં અનેક જ્વલંત ઉદાહરણો મળી આવે છે. ભારતના વીર પુરુષોએ દેશનું બાહ્યઆક્રમણથી સંરક્ષણ કરવા માટે અનેક પ્રસંગોએ પોતાનું લોહી પાણી પેઠે

વહેવરાવ્યું છે. માતૃભૂમિના પાલન માટે અનેક સુભટોએ પોતાના પ્રાણની પણ દરકાર કરી નથી. આટલાં બધાં વિદેશીય આક્રમણો થયા છતાં આર્ય-સંસ્કૃતિ એક ખડકની માફક સ્થિર અને દૃઢ ટકી રહી છે તેનું કારણ ઓજસ્વી ભારતસન્તાનોનો અપૂર્વ ઉજ્જવલ આત્મભોગ છે. દેશ માટે ભગીરથ પ્રયાસના જે જે અનુકરણીય પ્રસંગો ભારતના ઇતિહાસમાં સોનેરી અક્ષરે કોરાઈ રહ્યા છે તેમાં પરાક્રમી પૌરવનો પરિશ્રમ 'યાવચ્ચંદ્ર દિવાકરૌ' ઉચ્ચતમ કક્ષામાં જાજવલ્યમાન સુકૃત્ય તરીકે ભારતસન્તાનોના હૃદયમાં દીપ્યા કરશે. આખી દુનિયાને જીતવાની ઉત્કટ ઇચ્છાથી ધસી આવતા સિકન્દર સામે મુકાબલો કરનાર અને ભારતભૂમિના યશને દીપાવનાર પરાક્રમી પૌરવનું ચરિત્ર ભારતીય સ્ત્રીપુરુષોના હૃદયને હમ્મેશાં ઉત્સાહિત કરશે.

ઈરાન જીત્યા પછી સિકન્દરે ભારતભૂમિ ઉપર આક્રમણ કરવાની ઇચ્છા પ્રકટ કરી. પોતાના કસાયેલાં સૈન્ય સાથે સિકન્દરે આગળ વધવાનો સંકલ્પ કર્યો. ઈરાન સુધી તો સિકન્દરના સામું કોઈ થયું જ નહતું એમ કહીએ તો ચાલે. એશઆરામમાં ખુન્હાર થયેલા સીરીઆ, બેક્ટ્રીઆ અને ઈરાન વગેરે દેશના રાજાઓએ સિકન્દરને રોકવા નજીવો યત્ન કરેલો. તે પ્રદેશોમાં તો સિકન્દરનું સૈન્ય પંજાબ મેલની ઝડપે આગળ વધ્યે જ ગયું. સિકન્દરના લશ્કરને ખરો પ્રતિરોધ ભારતભૂમિની ઉત્તર પશ્ચિમ દિશાએ આવેલા પહાડી મુલકોમાં થયો. વિદેશીને આગળ વધતો અટકાવવા માટે નિર્જીવ પહાડોએ પણ પોતાનો ફાળો આપ્યો એટલું જ નહીં પણ વનનાં રાની પશુઓ પણ તેના ધસારાને રોકવા ઘુરકૈયાં કરતાં હોય એવો દેખાવ કરી સામે થયાં. એક જગાએ એક મોટા વાનરયૂથને વ્યૂહરચનામાં સજ્જ થયેલું જોઈ સિકન્દર વિસ્મય પામ્યો. જે દેશનાં જંગલી પ્રાણીઓ પણ આટલાં જોરાવર છે તે દેશમાં ફાવી શકવું સિકન્દરને મુસ્કેલ લાગ્યું. પણ હાથમાં લીધેલા કામને ગમે તેટલી આફત આવે પણ સિકન્દર છોડતો જ નહીં. તેને હજારો લશ્કરીઓના વિનાશની પણ પરવા ન હતી અથવા તો તેને શાન્તિમાં દિવસ નિર્ગમન કરનાર સ્વતન્ત્ર પ્રજાઓના સંહારની પણ પરવા ન હતી. બધી આફતો સામે થઈ સિકન્દર આગળ વધ્યે જ ગયો. એટલું તો નિર્વિવાદ છે કે ભારતભૂમિની સરહદ ઉપર પગ મુક્યા પછી સિકન્દરની ગતિ ઘણી ધીમી પડી ગઈ. ગામેગામ ખુનખાર લડાઈઓ થવા લાગી. ગામેગામ હજારો દેશભકતોના ભોગ લેવાયા તેમ જ સિકન્દરના સૈન્યમાં પણ ભારે સંહાર થતો ગયો. તોપણ હઠીલો સિકન્દર પોતાના નિશ્ચયથી પાછો હઠ્યો નહીં અને સ્વાતન્ત્ર્ય પ્રિય ભારતદેશની લાગણીની દરકાર

કર્યા વિના દરેક સ્થળે ખોડી રેડતો એક ક્રૂર નિશાચર માફક આગળ વધ્યો.

સિકન્દર સામે જે જે યુધ્ધો થયાં છે, તેમાં મશકવતીના અશ્વકોએ કરેલો સંગ્રામ ચિરસ્મરણીય રહેશે. મશકવતીના નૃપતિએ સિકન્દરની ગતિનો તીવ્ર પ્રતિરોધ કર્યો હતો. તેનું લશ્કર દેશભક્તિના જુસ્સાથી પરિપૂર્ણ હતું. તે લશ્કરમાં એકે સિપાઈ ભાડુતી ન હતો. દરેક સૈનિકના અન્તઃકરણમાં માતૃભૂમિ પ્રત્યેની દૃઢ ભક્તિ પ્રતિક્ષણ પ્રકાશી રહી હતી. પોતાની સ્ત્રીઓ, બચ્ચાંઓ અને પોતાનાં પવિત્ર ઘરોના રક્ષણનો બોજો તેમના શિરે ઝઝુમતો હતો. માતા પ્રત્યેનો ધર્મ બજાવતાં રણમાં દેહ પડે તેમાં જ દરેક ભારતવીર ગૌરવ સમજતો હતો. આવા અપૂર્વ ઉત્સાહવાળા લશ્કરમાં ૭૦૦૦ ભારતીય યોદ્ધાઓ હતા જેમના અનુપમ ચારિત્ર્યબળથી ફોજની પ્રતિરોધ શક્તિમાં સહસ્ત્ર ગણો વધારો થયો હતો. આ યોદ્ધાઓ અશ્વકેશના લશ્કરનું નાક હતા. ભારતીય વીરોના રણોત્સાહથી સઘળા સૈનિકોને અપરિમિત બળ મળતું હતું. આવા દેશભક્તિપરિપૂર્ણ સૈન્યનો અધિપતિ મશકવતીનો નૃપતિ અશ્વકેશ સિકન્દરને નમી પડે એ બીલકુલ અસંભવિત હતું.

જેવી રીતે મહાભારતમાં આવેલી શકુન્તલાની લુખી વાર્તામાં ઉચિત ફેરફારો કરી કાલિદાસે અભિજ્ઞાન શાકુન્તલનું રસિક નાટક લખ્યું છે, તેવી રીતે અમે પણ ઐતિહાસિક વાતમાં યોગ્ય ફેરફારો કરી નાટકની રસિકતામાં વધારો કર્યો છે. મહાભારતમાં વિનાશક વીંટીનું નામનિશાન નથી. કાલિદાસે વિનાશક વીંટીના પ્રભાવથી રાજા શકુન્તલાને ભુલી ગયો અને ઓળખી શકયો નહીં અને ત્યારબાદ જ્યારે વીંટી રાજાના હાથમાં આવી ત્યારે રાજાને શકુન્તલા યાદ આવી, ઇત્યાદિ રમણીય કલ્પિત પ્રસંગો ઉમેરી, નાટકને રસમય બનાવ્યું છે. દુર્વાસાના શાપથી દુષ્યન્તને વિસ્મરણ થયું. વીંટી જોવાથી શકુન્તલા યાદ આવશે એવો શાપાનુગ્રહ હોવા છતાં વીંટી શક્રાવતાર તીર્થક્ષેત્રમાં પડી ગઈ. તેજ વીંટી શચીતીર્થના પાણીમાંથી જાળ નાંખનાર માછીના હાથમાં આવી, માછી કનેથી કોટવાલ કને ગઈ અને કોટવાલે દુષ્યન્ત મહારાજને પહોંચાડી. વીંટી જોતાં દુષ્યન્ત મહારાજને શકુન્તલા સાંભળી આવી અને દુષ્યન્તે ઘણો વિલાપ કર્યો. ઇન્દ્રની સામે લડનાર અસુરોનો નાશ કરી પાછા આવતાં દુષ્યન્તનો કશ્યપ ઋષિના આશ્રમમાં શકુન્તલા અને શાકુન્તલેય સર્વદમનની સાથે મેલાપ થયો. આવા ઘણા કલ્પિત પ્રસંગોનો મહાભારતની લુખી વાર્તામાં ઉમેરો કર્યો છે. આવા કલ્પિત પ્રસંગોના વધારા પછી કાલિદાસનું અભિજ્ઞાન શાકુન્તલ નાટક એટલું બધું રસિક અને આકર્ષક થયું છે કે અત્યારે દુનિયાનાં બધાં

નાટકોમાં શકુન્તલ પ્રથમ પંક્તિએ વિરાજે છે એટલું જ નહીં પણ કાલિદાસને કવીશ્વરની અમર કીર્તિ શકુન્તલને લીધે જ મળી છે. એવી રીતે અમે પણ પ્રરાક્રમી પૌરવ, યાને, ભારતનું ગૌરવ એ નાટકમાં ઐતિહાસિક પ્રસંગોનો આશ્રય લીધો છે પણ જ્યાં જ્યાં જરૂર પડે ત્યાં ઉચિત કાલ્પનિક ફેરફાર કર્યા છે. દાખલા તરીકે અશ્વકો અને સિકન્દર વચ્ચે થયેલા યુદ્ધમાં સિકન્દરને કપાળમાં બાણનો ઘા થયો હતો. તે બીનાને અમે કલ્પનાના સામર્થ્યવડે અશ્વકેશની પત્ની કલાવતીના તીર વડે સિકન્દરને ઘા થયો એવા સ્વરૂપમાં દર્શાવી છે. યુદ્ધમાં સિકન્દર ઘવાયો એ ઐતિહાસિક બીના છે. અશ્વકેશની પત્ની કલાવતીએ બહાદુરીથી રણક્ષેત્રમાં પોતાના પતિ સાથે ઉત્સાહપૂર્વક ભાગ લીધો અને કલાવતીએ ફેંકેલા બાણથી સિકન્દર ઘાયલ થયો એવી કલ્પના દાખલ કરીને અમે તે લુખી બાબતમાં રસિકતા ઉપજાવી કાઢી છે. તેવી જ રીતે જે ૭૦૦૦ ભારતીય વીરો અશ્વકેશના હાથ નીચે લડતા હતા તેમનો નાયક પોતાનું નામ બદલી જાતે પૌરવ થયો હતો એવી કલ્પનાનો આશ્રય લઈ નાટકની શરૂઆતના યુદ્ધમાં જ મહત્વ દાખલ કર્યું છે. સરહદ સુધી સામે જઈ સિકન્દરને હંફાવું એવી પૌરવની જ્વલંત અભિલાષાને વ્યક્ત કરી ભારતના રક્ષણ માટે પારવને કેટલી ઉત્કટ ઉત્કણ્ઠા હોવી જોઈએ તે બતાવવાનો અમે પ્રયત્ન કર્યો છે. તેવી જ રીતે અશ્વકેશની પત્ની ઉપર વ્યભિચારનો આરોપ વીન્સન્ટ સ્મીથ જેવા યુરોપીય લેખકોએ મુક્યો છે અને તેઓએ એવું બતાવ્યું છે કે અશ્વકેશની પત્નીએ મશકવતી પડયા પછી સિકન્દરનો સંગ કર્યો અને તે સંગથી તેને પુત્ર થયો. આ વાત બીલકુલ માની શકાય તેવી નથી. એક ભારતીય પતિપરાયણા નારી લાલચમાં લોભાઈ પોતાના શીલનું ખણ્ડન કરે એ બીલકુલ અસંભવનીય છે. આર્યરમણી કલાવતી ઉપર મુકેલું અસત્ય કલંક અમે ધોઈ નાંખ્યું છે અને જે નાટકને અમે ભારતનું ગૌરવ એવું અભિધાન આપ્યું છે, તેમાં અમે કલાવતીને એક પતિવ્રતા શીલવતી શૂરવીર લલના તરીકે દર્શાવી છે. નાટકનાં જે ઉત્તમ સ્ત્રીપાત્રો અમે યોજ્યાં છે તેમાં કલાવતીનું પાત્ર ઘણું સુન્દર છે. પતિના ઉપર આફત આવી ત્યારથી હાથમાં હથિયાર લીધું અને જ્યારે ભારતભૂમિ ભયમુક્ત થઈ ત્યારે જ હથિયાર વેગળું મુકયું, એવી ભાવના કલાવતીના આલેખનમાં અમે યોજી છે અને નાટકની શરૂઆતથી તે અન્ત સુધી કલાવતી જે ભાગ ભજવે છે તે નાનોસુનો નથી, યુરોપીય ગ્રન્થકારો બતાવે છે કે કલાવતીને વ્યભિચારોત્પન્ન બાળક હતો. તેને બદલે અમે નાટકની રુચિરતા વધારવા કલાવતીના બાળકને અશ્વકેશના પુત્ર તરીકે દર્શાવ્યો છે. કલાવતીને બાળક

હશે કે નહીં અથવા કુલાવતીએ દેશની રક્ષામાં સ્વતઃ ભાગ લીધો હશે કે નહીં એ બાબતમાં ઉંડા ઉતરવાની આવશ્યકતા નથી. અમે તે બીનાઓને કાલ્પનિક પ્રસંગો તરીકે દાખલ કરી છે પણ અમે એટલું તો છાતી ઠોકીને કહીશું કે કલાવતીએ વિદેશીના હાથે પોતાના શીલનું ખણ્ડન થવા દીધું હતું એ માનવું બીલકુલ અસંભવિત છે. વિદેશી ઇતિહાસકારોએ ભારતનાં નરનારીઓની પ્રતિષ્ઠા ઘટાડવા અનેક વિકૃતિઓ કરી છે તેમાંની આ બાબતને પણ એક અક્ષમ્ય વિકૃતિ તરીકે આપણે ગણી લઇશું.

કોઈ પણ દેશની અધોગતિનું મુખ્ય કારણ તેના આન્તરશત્રુઓ હોય છે. જ્યાં સુધી અંદરનાં જ માણસો બાહ્યરિપુને સહાયક થતાં નથી ત્યાં સુધી ગમે તેવા બળવાન દુશ્મન સામે પણ દેશ પોતાની પ્રતિષ્ઠા સાચવી શકે છે. કુહાડીના પાનાને ઝાડના લાકડામાંથી હાથો મળે છે ત્યારે જ તે પાનું તરુનો ઘાત કરે છે. ઘરનો માણસ ફુટે છે ત્યારે જ ઘરનો નાશ થાય છે. ઘર ફુટ્યે ઘર જાય એવી કહેવત છે. સ્વતન્ત્ર ભારતીય વીરો સામે આગળ વધવાની સિકન્દરની પણ ગુંજાશ ન હતી. સિકન્દરને મદદ કરનાર આજ દેશના દેશદ્રોહીઓ હતા. ભારતની પહાડી સરહદમાં રસ્તા બતાવનાર અને પોતાને હાથે જ પોતાના દેશબન્ધુઓની દુર્દશા કરનાર નિન્દાપાત્ર નિર્લજ્જ મનુજપશુઓ એ વખતે વિદ્યમાન હતા. તે નરાધમોમાં શશિગુપ્ત નામનો એક કાપુરુષ હતો. આ નીચ માણસ કેટલાંક વર્ષથી ભારતભૂમિ છોડી ઇરાન વગેરે દેશોમાં ભટકયા કરતો હતો. તેણે ખુશામતથી સિકન્દરની પ્રીતિ સમ્પાદન કરી હતી. તેણે ભારતભૂમિ તરફ જતી વખત સિકન્દરને ઘણી મદદ કરી હતી, ભારતદેશમાં શરૂઆતની જીત મેળવ્યા પછી સિકન્દરે શશિગુપ્તને ભારતભૂમિના એક મોટા પ્રદેશ ઉપર ક્ષત્રપ નીમ્યો હતો એવો યુરોપી ગ્રન્થકારોએ પણ ઉલ્લેખ કર્યો છે.

"અલેકઝાન્ડરે ઓરનસનો સુદૃઢ તેમ જ ઉચ્ચ કિલ્લો તથા તેની આસપાસનો પ્રદેશ હસ્તગત કરીને શશાકોટસ યા તો શશિગુપ્ત નામક એક પુરુષને એ પ્રદેશનો અધિકાર ચલાવવાનું કામ સોંપ્યું. આ માણસ પણ એક સ્વદેશદ્રોહી હતો, અને તેણે સ્વદેશનું સત્યાનાશ કરવાના કેટલાક માર્ગો અલેકઝાન્ડરને જણાવેલા હોવાથી તે અલેકઝાન્ડરનો પ્રેમપાત્ર તેમ જ વિશ્વાસપાત્ર થઈ પડયો હતો. એક પ્રેમ તથા એક વિશ્વાસના ફળ તરીકે અલેકઝાન્ડરે ઉપર્યુક્ત પ્રદેશનો અધિકારી બનાવ્યો."

(વ્રજલાલ જાદવજી ઠક્કર કૃત. સિકન્દરનું જીવનચરિત્ર, પાનું ૧૭૫)

અશ્વકવતી હસ્તગત કર્યા પછી થોડા જ વખતમાં ઓરનસનો કિલ્લો સિકન્દરે લીધો હતો અને તે બધા પ્રદેશનો અધિકાર શશિગુપ્તને

સોંપ્યો હતો. આ ઐતિહાસિક સત્યનો આશ્રય લઈ, અમે મશકવતીના પતન બાદ તુરત જ સિકન્દરે શશિગુપ્તને મશકવતીનો ક્ષત્રપ નીમ્યો એવી કાલ્પનિક ઘટના નાટકમાં યોજી છે. શશિગુપ્ત પોતાની માતૃભૂમિ પ્રત્યે બેવફા થયો તેવી જ રીતે તેણે પોતાની ધર્મપત્નીને પણ વિસારી એવી કલ્પના ઉપસ્થિત કરવા માટે અમે સરલાનું શુદ્ધ સરલ પાત્ર યોજ્યું છે. શશિગુપ્ત પોતાના નામ પ્રમાણે કુટિલ ચન્દ્ર માફક કુટિલતાનો ભરેલો છે અને કાળાં કર્મનો કરનાર છે. શશિગુપ્તની કુટિલતા સામે સરલાની સરલતા, ભોળપણ, નિખાલસપણું, પતિભક્તિ દર્શાવવામાં આવ્યાં છે. એક આદર્શ આર્યમહિલા પેઠે સરલા અસંખ્ય કષ્ટ સહન કરે છે પણ શશિગુપ્ત સામે એક શબ્દ પણ ઉચ્ચારતી નથી. સારા યા નરસા પતિને જ પોતાનો પ્રાણ ગણી સરલા પોતાનું સૌભાગ્ય સાર્થક સમજે છે. લગ્ન થયું ત્યારથી જ સરલા કમનસીબ છે. વિવાહ થયા બાદ તુરત શશિગુપ્ત રખડપટ્ટીમાં ચઢી જાય છે. જ્યારે પાછો ભારતભૂમિમાં આવે છે ત્યારે એક ગ્રીક લલનાના મોહપાશમાં ફસાયેલો હોય છે. સિકન્દરનો ખાસ હુકમ થવા છતાં શશિગુપ્ત સરલા તરફ પ્રેમદૃષ્ટિથી નિહાળતો નથી. કુટિલ કર્મ કરનાર નરાધમ શશિગુપ્ત સરલાને તો પોતાના સુખમાં કાંટાતુલ્ય ગણે છે. નિશાના નાદમાં તલ્લીન થયેલો તે દુર્જન સરલાના ખુન સુધી પ્રેરાય છે. તોપણ શુદ્ધ સતી સરલા લગારે પતિદ્રોહ કરતી નથી. પતિ સુખી થતો હોય તો પોતે સંસારની ક્ષુદ્ર વાસના ફેંકી દઈ જોગણ થવા કબુલ કરે છે. એક આર્યલલનાના દૃઢ મનોબળ અને સાત્ત્વિક પતિપ્રેમનું જ્વલંત ઉદાહરણ સરલા મારફત અમે આપ્યું છે. સરલાનું પાત્ર કાલ્પનિક છે તેમજ ગ્રીક રમણી નિશાનું પાત્ર પણ કાલ્પનિક છે. આ બન્ને કાલ્પનિક પાત્રો આધુનિક સમયમાં કાચી ઉમ્મરે ઇંગ્લંડ જેવા દેશોમાં વસતા હિંદી વિદ્યાર્થીઓ અને રાજાઓની થતી અધમ દુર્દશા આબેહુબ બતાવે છે. ઘણાએ વિદ્યાર્થીઓ એવા પ્રલોભક મુલકમાં ફસાયા છે અને પોતાની પવિત્ર વધૂઓ પ્રત્યે બેવફા નીવડ્યા છે. આધુનિક સમયના કેટલાક નરપતિઓ તેવી જ રીતે વિદેશી પ્રમદાઓના મોહપાશમાં ફસાવાથી તેમના રાજ્યની લગામ અનાયાસે વિદેશીઓના હાથમાં ચાલી ગઈ છે. યુરોપના દેશોએ મોહિનીઓ મારફત ઘણા દેશોને કબજે કરી લીધા છે. પાતિવ્રત્યની મહત્તા તે દેશમાં ઘણી ઓછી છે. દેશનું ભલું થતું હોય તો યુરોપીય સ્ત્રીઓ પરદેશના લોકો સાથે રહેવા તત્પર થાય છે અને તેઓને મોહના ફાંસામાં પકડી તેમના મુલકની પોતે ખરી માલીક થઈ જાય છે અને તેમની મારફત-તે મુલકમાં પોતાની લાગવગ વધારી તેને પરાધીન બનાવવાની કુશળતા સારી

રીતે વાપરવામાં આવે છે. આવા દાખલાઓ આધુનિક સમયમાં અસંખ્ય જોવામાં આવે છે. નિશાના કબજામાં આવ્યા કેડે શશિગુપ્ત પણ બેભાન બની જાય છે અને ખરી રીતે મશકવતીનો કબજો નિશાના હાથમાં આવે છે. આવી રીતે આધુનિક સમયમાં પણ યુરોપી સ્ત્રીઓના પ્રસંગથી ઘણા રાજારજવાડાઓની દીન સ્થિતિ થઈ ગઈ હોય છે અને તેનું પરિણામ તેમની ગરીબ પ્રજાને વેઠવું પડે છે. આખા નાટકમાં દાખલ કરેલી શશિગુપ્તની ઉપવાર્તા આવા ગર્હણીય પ્રસંગોનું એક શોચનીય ઉદાહરણ છે.

ભારતભૂમિની પૂર્વોત્તર દિશામાં હિમાલય પહાડ છે. તે પહાડ ઓલંઘીને ભારત ઉપર ચઢાઈ કરવી એ બીલકુલ અશક્ય છે. ભારે સામર્થ્યવાળા માણસથી પણ હિમાલય ઓલંઘી શકાતો નથી. હિમગિરિ ભારતદેશની પૂર્વોત્તર અને ઉત્તર દિશાઓને અત્યન્ત સ્થિરતાથી સાચવી રહ્યો છે. આ બે દિશાઓનું રક્ષણ કુદરતે બહુ જ સુન્દર રીતે કરી લીધેલું છે. પશ્ચિમોત્તર દિશામાં પહાડ છે પણ તે પહાડ ઓલંઘવા મનુષ્યશક્તિની બહાર નથી. બેશક તે દિશામાં પણ રસ્તો વિકટ છે પણ મહેનતુ અને હઠીલો માણસ તે દિશાના પર્વતોને વટાવી ભારતભૂમિ ઉપર પગ મુકી શકે એમ છે. જ્યારે પશ્ચિમોત્તર દિશામાં આવેલા પર્વતો દુર્ગમ નથી ત્યારે તે દિશામાં ઈશ્વરે બીજું એક કુદરતી રક્ષણ નિર્માણ કરેલું છે. ગિરિઓ ભેદી આગળ વધાય પણ તે દિશામાં ઘુઘવતી સિન્ધુ નદીને તરવી ઘણી મુસ્કેલ છે. સામી બાજુએ લશ્કર ગોઠવાએલું હોય તો તેના મારા સન્મુખ બલભર્યું સૈન્ય પણ સિન્ધુ નદીને તરી શકે જ નહીં. મશકવતી પાસેનો પહાડી મુલક હસ્તગત કરવા છતાં પણ સિકન્દરને પાછા વળવું પડત. પણ જ્યારે દેશનું દુર્ભાગ્ય ફરી વળે છે ત્યારે અંદરના જ કેટલા નિમકહરામ માખણીઆઓ સ્વાર્થાન્ધ બનીને સમગ્ર દેશના રિપુને સહાયભુત થાય છે. આવા માખણદાસોની પ્રવૃત્તિ દેશને હાનિકર્તા નીવડે છે. ચોમાસામાં પ્રચણ્ડ વેગથી વહેતી સિન્ધુની તરફ નજર પણ કરી શકાય નહીં, તો તેને તરવાની હિમ્મત કોણ ધરી શકે? જેનું કાતરિયું એકદમ ગેપ થઈ ગયું હોય, એવો જ અક્કલનો કોથળો સિન્ધુ નદીને તરવાની વ્યર્થ હામ ધરે. સામા કાંઠે ગોઠવાએલા સૈનિકો ગોળા ગોફણો વગેરે અસ્ત્રો ફેંકયે જતા હોય અને નદી ઉપર ચાલતી હોડીઓ ટપોટપ ડુબાડતા હોય તો સિન્ધુ નદીને ઓળંઘવાનું કામ સિકન્દર તો શું પણ સિકન્દરના પીરથી પણ ન બની શકે. પણ સિકન્દર જેવા વિજેતાઓને અણધારી મદદો આવી મળે છે. સિન્ધુ અને વિતસ્તા વચ્ચેનો પ્રદેશ, જેની રાજધાની તક્ષશિલા નામનું પ્રખ્યાત શહેર હતું, તેના રાજા આમ્ભિએ દેશદ્રોહી બની સિકન્દરની

મુંઝવણ દૂર કરી. પ્રાચીન સમયમાં તક્ષશિલાનું વિદ્યાપીઠ વિશ્વવિખ્યાત હતું. ત્યાં હિન્દુશાસ્ત્રોનું સાંગોપાંગ અધ્યયન થતું હતું. પણ આવા સંસ્કારી શહેરના રાજાએ સિકન્દરનું દાસત્વ સ્વીકાર્યું એ બીના યાદ કરતાં હમણાં પણ આપણી આંખમાંથી આંસુ પડે છે, આમ્ભિની ફુટ વિના સિકન્દરને સિન્ધુ નદીના પશ્ચિમ કિનારેથી જ પાછું જવું પડત, પણ ભારતભૂમિના નસીબમાં દુર્દૈવે દુ:ખ નિર્માણ કરેલાં તેને કોણ ખાળી શકે ?

તે અરસામાં આમ્ભિના પિતા ગુજરી જવાને લીધે કેટલાંક પાડોશી રાજ્યો નાની ઉમ્મરના આમ્ભિને હેરાન કરતા હતા. તેથી સ્થાનિક હેરાનગતિમાંથી બચવા અને સાથે સાથે સિકન્દરના પ્રીતિપાત્ર થવા આમ્ભિએ અત્યન્ત અધમ માર્ગ સ્વીકાર્યો. સિન્ધુ નદીના પશ્ચિમ કિનારા સુધી અવનીન્દ્ર સિકન્દર આવી પહોંચ્યો છે, એવી ખબર મળતાં વાર તુરત જ આમ્ભિ તેને મળવા ગયો અને તેને પાયે પડ્યો. પોતાનો રાજ્યાભિષેક વિશ્વવિજેતાને હાથે થાય એવી આમ્ભિએ પ્રાર્થના કરી. સિકન્દરને તો આમ્ભિ જેવા વસુધાદ્રોહી દુર્જનોની ખાસ જરૂર હતી. સ્વાર્થસાધુ સિકન્દરે તો આમ્ભિને વધાવી લીધો. આમ્ભિ કબજામાં આવ્યો એટલે તેની સાથે સિન્ધુ નદીની મુશ્કેલી પણ દૂર થઈ. સિન્ધુના પશ્ચિમ કિનારે ઉભો રહી જે બળપૂર્વક સામો થયો હોત તે નરપતિ તો ચરણ આગળ આવી લોટી પડ્યો. સિકન્દરના સુભાગ્યનું તે શું વર્ણન કરવું ? હવે તો સિન્ધુ ઉતરવાનું કામ એક સેહેલગાહ જેવું થયું. આમ્ભિ સાથે આનન્દભેર હોડીઓમાં બેસી સિકન્દર સિન્ધુ નદી ઓળંગી ગયો અને તક્ષશિલામાં આમ્ભિનો રાજ્યાભિષેક કરવા હાજર થયો. મોટામાં મોટી આંટી દેશદ્રોહ વડે ઉકેલાઈ. વિના પરિશ્રમે ભારતભૂમિ ઉપર સિકન્દરે પગ મુકયો.

આ પ્રસંગે એક અગત્યની બાબત ઉપર અમે ઉલ્લેખ કરીશું. પૌરવ સાથે યુદ્ધ કર્યા બાદ સિકન્દરનું સૈન્ય થાકી ગયું. સિકન્દરના સૈનિકો એટલા કંટાળી ગયા હતા. કે ઘણી જ મહેનતે તેમને સમજાવીને શાન્ત પાડી શકાયા. થોડા જ વખતમાં સિકન્દરને ભારતભૂમિ છોડી પાછા જવાની ફરજ પડી. તે વખતે સિકન્દરે પૌરવનો તક્ષશિલાની રાજકુમારી સાથે લગ્નસમ્બન્ધ કર્યો એવી ઐતિહાસિક ઘટના છે. લવકોટ અને તક્ષશિલાનાં રાજ્યો ભેગાં થઈ એક બલવત્તર રાજ્ય ઉપસ્થિત થાય એવા ઉદ્દેશથી સિકન્દરે તે બન્ને રાષ્ટ્રોને વિવાહસમ્બન્ધથી જોડયાં. તક્ષશિલાની જે રાજકુંવરી પારવની સહધર્મચારિણી થઈ તે આમ્ભિના જેવી અધમ ન જ હોવી જોઈએ એવો ખ્યાલ કુદરતી રીતે થઈ શકે છે. એટલે આમ્ભિની બહેન ઈલાકુમારી, જેનું ભાગ્ય છેવટે પરાક્રમી પૌરવ સાથે યોજનાર છે તેને એક દેશહિતૈષિણી શૂરશ્રેષ્ઠા બહાદુર ક્ષત્રિયા તરીકે અમે આલેખી છે. નાટકની નાયિકા ઈલાકુમારી આદર્શ નારીરત્ન છે. તેના હૃદયમાં ભારત-

ભૂમિ પ્રત્યેનો સ્નેહ સચોટ કોરાયેલો છે. સ્વદેશની રક્ષા એ જ ઈલાકુમારીનું જીવનસૂત્ર છે. જે ભારતની સારી રીતે રક્ષા કરે તે જ ઈલાકુમારીનો પ્રેમપાત્ર થઈ શકે. પોતાનો ભાઈ પણ દેશનું અહિત કરતો હોય તો તેનો અનાદર કરવામાં જ ઈલાકુમારી પોતાનું અને પોતાની માતૃભૂમિનું ગૌરવ સમજે છે. સિકન્દરના તેજમાં પણ ઈલાકુમારી અંજાતી નથી. સમ્રાટ્‌ની સમીપે પણ ઈલાકુમારી પોતાની સ્વતંત્રતા મુક્તકણ્ઠે જાહેર કરે છે. ગમે તેવાં સંકટ સહન કરવાં પડે પણ તે બધાં માટે તૈયાર રહી ઈલાકુમારી પોતાની ખડક સમાન અડગ દેશભક્તિ પ્રદર્શિત કરે છે. દેશભક્તિ માટે જેલને મહેલ ગણે છે, લાલચોમાં લપટાતી નથી, ભારતમહિલાનું શીલ અને સતીત્વ વિશુદ્ધ અને ઉજ્જવલ રાખે છે, પ્રતિકૂળ સંયોગોમાં પણ ગભરાતી નથી. ગમે તેટલી આફતો આવશે પણ તે બધી આફતોને ભારતભૂમિના સાચા સન્તાનો પળમાં વિદારી નાંખશે એવી શ્રદ્ધાથી ઈલાકુમારીનું અંતઃકરણ પરિપૂર્ણ છે. જેલની નિરાધાર સ્થિતિમાં પણ આ જ શ્રદ્ધા ઈલાકુમારીને જીવાડે છે. કારાગૃહમાં પણ અનાથનો બેલી વિશ્વમ્ભર વિભુ પોરવને નિમિત્ત બનાવી ભારતમહિલાનો બચાવ કરે છે અને ઈલાકુમારીનું શશિધવલ ચારિત્ર્ય પૂર્ણ કળાએ પ્રકાશે છે. પૌરવ અને ઈલાકુમારીની સમ્મિલિત શક્તિ આગળ સિકન્દરનું કશું વળતું નથી. યોગી સાથેના સંવાદ વખતે આર્યસંસ્કૃતિની નીડરતાની સચોટ અસર સિકન્દર ઉપર થાય છે. સભ્યતાના બળ આગળ વિનાશકારી સૈન્યો કશા લેખામાં નથી. સિકન્દરના પ્રબલ સૈન્યનો આઘાત પડવા છતાં ભારતીય ગૌરવ દબાતું નથી પણ સહસ્રગણા જોરથી દીપી નીકળે છે.

વિતસ્તાના કિનારે થયેલા યુદ્ધમાં પૌરવ અને સિકન્દર સરખા ઉતર્યા છે. કોઈ હાર્યું નથી તેમ જીત્યું પણ નથી. ગ્રીક લેખકોએ સિકન્દર જીત્યો અને પૌરવ હાર્યો એવાં બણગાં ફૂંક્યાં છે પણ લડાઈ પુરી થયા પછી તુરત સિકન્દરે પૌરવને પોતાના અધિકારમાં ચાલુ રાખ્યો એ જ બતાવી આપે છે કે હારજીત સમાન હતી.

આવી રીતે ભારતભૂમિના ઇતિહાસમાંથી એક અગત્યના ઉજ્જવલ પ્રસંગનો આશ્રય લઈ અમે પરાક્રમી પૌરવનું નાટક ઉપજાવી કાઢ્યું છે અને ગુર્જરગિરાના અભ્યાસીઓ સન્મુખ રજુ કર્યું છે. ગુણગ્રાહી સજ્જનો અમારા આ પ્રયાસને ઉચિત આદર આપશે એવી ઈશ પ્રત્યે પ્રાર્થના છે.

કડવાપોળ, અમદાવાદ.<br>
માગશર સુદી બીજ વાર<br>
ગુરૂ, ૧૯૭૮. તા. ૧ લી<br>
ડીસેમ્બર ૧૯૨૧

જેઠાલાલ ચીમનલાલ સ્વામિનારાયણ.

## પરાક્રમી પૌરવ નાટકનાં સ્થળ બતાવનાર નકશો.




સિન્ધુ નદી હિમાલયમાંથી નીકળી કાશ્મીરમાં થઈ આગળ વધી સિન્ધમાં કરાંચી પાસે સમુદ્રમાં મળે છે. વિતસ્તા નદી પણ હિમાલયમાંથી નીકળી કાશ્મીર અને પંજાબમાં થઈ સિન્ધની ઉત્તરે સિન્ધુ નદીને મળે છે. વિતસ્તાનું અર્વાચીન નામ જેલમ છે. પૌરવની રાજધાની લવકોટનું આધુનિક નામ લાહોર છે. તક્ષશિલાનો રાજા આમ્ભિ ફુટી ગયો ન હોત તો સિકન્દરને સિન્ધુ નદી ઓળંઘવામાં ઘણી તકલીફ પડત અને બલકે તેનો વધુ ધસારો અશક્ય થયો હોત એવો ખ્યાલ આ નકશો જોનારને સ્પષ્ટ દેખાશે.

# પરાક્રમી પૌરવ

યાને

# ભારતનું ગૌરવ.

---

## ત્રિઅંકી નાટક

---

### પુરુષ પાત્રો.

**પૌરવ**—પંજાબમાં લવકોટ ( આધુનિક લાહોર ) નો રાજા.
**આન્તિ**—તક્ષશિલાનો રાજા.
**અશ્વકેશ**—મશકવતીનો રાજા.
**સિકંદર**—ગ્રીસનો રાજા.
**હીપેસ્ટીઅન**—સિકંદરનો સલાહકાર.
**અક્ષયરથી**—સિકંદરનો સસરો.
**સુંદરદાસ**—મશકવતીનો નગરશેઠ.
**શશિગુપ્ત**—સુંદરદાસનો જમાઈ પણ સિકંદરના પક્ષમાં ભળી ગયેલો મશકવતીનો નગરવાસી.
**શૂરસિંહ**—અશ્વકેશના સેનાપતિના વેષમાં મહારાજા પૌરવ.
**ચંદ્રશેખર**—અશ્વકેશનો પુત્ર.
**યોગી**—અલેકઝાંડર ( સિકન્દર ) ને હેરત પમાડનાર દૈવી સંપત્તિવાળો ભારતીય મહર્ષિ.

### સ્ત્રી પાત્રો.

**ઈલાકુમારી**—આન્તિની બેન અને પૌરવની ભાવિપત્ની.
**રશના**—અક્ષયરથીની દીકરી અને સિકંદરની પત્ની.
**સરલા**—શેઠ સુંદરદાસની તનયા અને શશિગુપ્તની પરિણીત વધૂ.
**નિશા**—શશિગુપ્તને ફસાવનાર ગ્રીસ દેશની સ્ત્રી.
**કલાવતી**—અશ્વકેશની પત્ની.

( દરબારીઓ, ગાનારીઓ, સૈનિકો, વગેરે વગેરે. )

---

# પરાક્રમી પૌરવ

યાને

# ભારતનું ગૌરવ.

## અંક ૧ લો.

### મંગલાચરણ.

ગાયન ૧ લું.

**સૂત્રધાર** અને **નટી**—

જય વિશ્વપતિ વિભુ વિશ્વાધાર,
અસીમ શક્તિશાલી ગોપાળ—જય૦
આત્માર્પણનાં અદ્‌ભુત કર્મો, ગોરક્ષા સારૂ કરનાર;
શૂરા ટેકીલા વીર સજ્જન, પ્યારા પ્રભુને અપરંપાર.
નમીએ દેવ દયાભંડાર—જય૦

**નટી**—પ્રાણનાથ, હમણાંના આપ શા સારૂ ઉદાસ જણાઓ છો?

**સૂત્રધાર**—પીળા દેવનાં દર્શન કરાવે એવો કોઈ માતબર યજમાન મળતો નથી.

**નટી**—ત્યારે તો નિશ્ચિન્ત રહો. એક સારૂં ભરખ હાથ આવ્યું છે, પણ **શનૈશ્ચર**નું અનુષ્ઠાન કરવું પડે તેમ છે.

**સૂત્રધાર**—એ તો મારૂં કામ. **મારૂતિ**એ પનોતીને પગ તળે દબાવી છે, પણ મેં તો મંત્રવિદ્યાના બળે **શનૈશ્ચર**ને એક અનુચર જેવો બનાવી દીધો છે.

**નટી**—ઠીક, ત્યારે તમે આપણા **મશકવતી** શહેરના શેઠ **સુંદરદાસ**ને ઓળખો છો?

**સૂત્રધાર**—બહુજ સારી રીતે. અરે, એવો શેઠીઓ વ્હેમવમળમાં ફસાયો તો તો આપણો બેડો પુરેપુરો સત્તરે સત્તર આના પાર, પણ આપણા ખાબોચિયા જેવા કપાળમાં એવું ભાગ્ય કયાંથી લખાયું હોય ?

**નટી**—પ્રાણનાથ, પુરુષનું નસીબ પાંદડે ઢંકાએલું છે. તેને ઉઘડતાં શી વાર ? જુઓ, ધ્યાન દઈને સાંભળો. **સુંદરદાસ** શેઠને શાણી, સુશીલ, સદ્‌ગુણી, સાક્ષાત્ દેવી સ્વરૂપ દીકરી છે. શું તેનું પ્રાતઃસ્મરણીય મધુરૂં નામ, **સરલા** ? પણ હાય, બિચારી સુખસંપત્તિ અઢળક હોવા છતાં કેટલી કમનસીબ ?

**સૂત્રધાર**—શું પેલો માથાફરેલ **શશિગુપ્ત** સાત આઠ વર્ષથી નાસી ગયો છે તેની પત્ની કે ?

**નટી**—હા, એજ. અત્યાર સુધી તો ભાઈ સાહેબનો પત્તો ન હતો. પણ હમણાં એવો ગપગોળો ઉડયો છે કે **શશિગુપ્ત સિકંદર**-શાહનો એક મોટો પ્રીતિપાત્ર થઈ પડયો છે, અને **ગ્રીક** લશ્કરમાં પાંચ હજાર ઘોડેસ્વારનો સરદાર થયો છે.

**સૂત્રધાર**—ત્યારે તો બિચારી **સરલા**નું પાકું કમનસીબ. ભટકતો ભિખારી હતો તે વખતે પણ બિચારીને લગારે સુખ આપ્યું નહીં. તો હવે મોટો સરદાર થયો એટલે ભલી **સરલા**નો હિસાબ જ ક્યાંથી ગણે ?

**નટી**—જુઓ, આજે શેઠ **સુંદરદાસ**નાં શેઠાણી સાથે અકસ્માત્ મારો મેલાપ થયો હતો. તે વખતે વાતમાં ને વાતમાં ઠસાવી દીધું કે **સરલા**ને **શનિ**ની મહાદશા બેઠી છે. તે પતિવિરોધ કરાવે છે. **શનૈશ્ચર**નું અનુષ્ઠાન કરાવો તો **શશિગુપ્ત** એની મેળે ઘેર દોડયો આવે, અને **સરલા**ના સિજાતા હૃદયને શાન્તિ મળે. શેઠાણીએ તો તરત કહ્યું કે જે ખર્ચ થાય તે લ્યો પણ તમારા પતિ પાસે **શનિ**ના જપ કરાવો.

**સૂત્રધાર**—ધન્ય છે, પ્રિયા, ધન્ય છે. તેં તો કામ પાર કરી દીધું. કાલથી જ અનુષ્ઠાન શરૂ કરીએ. વળી **સિરિઆ**, **મીસર**, **બેબીલોન**, **ઈરાન** વગેરે દેશો જીતી **સિકંદર ભારતભૂમિ** ઉપર **આક્રમણ** કરવા ઉત્સુક છે. તેની સેના સાથે **શશિગુપ્ત** પણ આ તરફ આવે એ બનવા જોગ છે.

**નટી**—સિકંદરની આગળ વધતી સેના સામે નહીં થતાં આપણી મશકવતીનો રાજા સમય વર્તે સાવધાન કરી નમી જાય તો વિના યુદ્ધે શાહની અત્રે પધરામણી થાય અને તે સંયોગમાં શશિગુપ્ત અને સરલાદેવીનું સમાધાન સ્હેલાઈથી થાય.

**સૂત્રધાર**—તેમાં વળી મારા અનુષ્ઠાનનું જોર ભેગું થાય તો પછી કામમાં હરકત રહેજ નહીં. પણ બધાનો રામબાણ ઉપાય એટલો છે કે પ્રભુકૃપાએ યુદ્ધ ન થાય અને રક્ત રેડાયા વિના અશ્વક નૃપતિ અને સિકંદરનાં હૃદય સંધાય. તેથી પ્રિયા, સંધિ થાય એવી આપણે પરમાત્મા પ્રત્યે પ્રાર્થના કરીએ.

**નટી**—બહુ સારૂં, પ્રાણનાથ.

### ગાયન ૨ જું.

**સૂત્રધાર અને નટી**—

જોડાઓ દેવા પ્રેમે પરસ્પર, અશ્વક નૃપતિને સિકંદર—જોડાઓ.
વૈર વધે જો તેમની અંદર, રૂધિરધારા વહે નિરંતર,
નિર્દોષ પ્રાણી મરે સદંતર, સંધિ થાય તે અતીવ સુંદર—જોડાઓ.
બળીઆ સાથે બાથ તે, શાશ્વત કષ્ટની ખાણ;
નમે ગમે તે જગ આખાને, સાચું શાસ્ત્ર પ્રમાણ.
કરીએ વિનતિ ઉમેશ શંકર, વિસ્તારો શાન્તિ કરુણાકર—જોડાઓ.

( નેપથ્યમાં )

**શૂરસિંહ**—દુષ્ટ ગવૈયા, શાન્તિને ચહાનાર ભારતીય પ્રજા ઉપર વિના કારણ ચઢાઈ કરનાર રાજ્યલોભી મહત્ત્વાકાંક્ષી આતતાયી સાથે સંધિ કેવી રીતે થાય ?

**સૂત્રધાર**—પ્રિયા, ચાલો અગિયારા ગણીએ. આપણી પ્રાર્થનાથી ગુસ્સે થઈ અશ્વકેશનો સેનાપતિ શૂરસિંહ લાલચોળ આંખો કરી ત્વરિત ગતિએ આ બાજુએ આવે છે.

( જાય છે. )

---

## પ્રવેશ ૧ લો.

**સ્થળ—મશકવતીના કિલ્લા બહારનું મેદાન.**

( સેનાપતિ **શૂરસિંહ** અને પાછળ **અશ્વકેશ** અને તેમનું સૈન્ય પ્રવેશ કરે છે. )

**શૂરસિંહ**—દુષ્ટ ગવૈયા, શાન્તિને ચહાનાર ભારતીય પ્રજા ઉપર વિના કારણ ચઢાઈ કરનાર, રાજ્યલોભી, મહત્ત્વાકાંક્ષી, આતતાયી સાથે સંધિ કેવી રીતે થાય ? શું ભારતવાસીઓએ કોઈ કાળે સિકંદરશાહના ગ્રીસ દેશ ઉપર હુમલો કર્યો છે ? શું ભારતવાસીઓએ તેની વિજયી યાત્રા ખાળવા તેના દુશ્મનોને સાહાય્ય કરી છે? ભારતવાસીઓએ સિકંદરશાહનું શું બગાડયું છે કે જેને લીધે તેમણે ભારતભૂમિ ઉપર સ્વચ્છંદી આક્રમણ કરવા નિશ્ચય કર્યો છે? રાજ્યલોભી સિકંદરશાહ, વિજયાકાંક્ષી સિકંદરશાહ, સમગ્ર પૃથ્વી તાબે કરવાની લાલસાએ અંધ બનેલા સિકંદરશાહ, શું તારા મનમાં એમ સમજે છે કે ડેરીઅસની જાહોજલાલીથી એશઆરામી બની ગએલી બાયલી, કાયર, ઇરાની પ્રજા પરાસ્ત કરી એટલે સમગ્ર મહીમંડલ જીતાઈ ગયું ? યાદ રાખ કે ભારતીય પ્રજાની નસોમાં દિવ્ય, તેજસ્વી, વસિષ્ઠ, વાલ્મીકિ, વિશ્વામિત્ર જેવા ઋષિમુનિઓનું ઓજસ્વી લોહી વહે છે. મોજશોખમાં લપટાઈ ભારતીય પ્રજાએ પોતાનું શારીરિક અને આત્મિક બળ ગુમાવ્યું નથી. જે સુરાપાન અને વિષયાસક્તિએ ઇરાનીઓનું સત્યાનાશ વાળ્યું છે, તેમનાથી ભારતવાસીઓ હજારો લાખો ગાઉ દૂર છે. વિશ્વવંદ્ય રામ, કૃષ્ણ, ભીષ્મ, ભીમ, અર્જુન, અભિમન્યુ જેવા મહાવીરોના હાથે પરાકાષ્ટાએ પહોંચેલી યુદ્ધકલા ભારતવાસીઓ ભુલી ગયા નથી. મરણને તૃણ માફક ગણનાર નીડર ક્ષત્રિયોનો પુણ્યપવિત્ર ભારતવર્ષમાં તોટો નથી. મદાંધ સિકંદરશાહ, તારા અસંખ્ય દળ સાથે બેલાશક આવ, સાચા ક્ષત્રિયની રીતે તારૂં યથોચિત સન્માન કરવા ભારતવાસીઓ સદા સશસ્ત્ર તૈયાર છે.

**અશ્વકેશ**—સેનાપતિ શૂરસિંહ, શાન્ત થાઓ. સાંભળવા પ્રમાણે

સિકંદરશાહનું સૈન્યબળ અગણિત અને અજેય છે. ભલભલા રાજાઓ માન મુકી તેમના ચરણકમલમાં નમ્યા છે. જેવી રીતે ભડભડ બળતા અગ્નિમાં ભુસ્કો મારી અજ્ઞાન પતંગિયાં બળી જાય છે, તેવી રીતે જય ન મળે તેવા સંયોગમાં આંખો મીચી કપાઈ મરવું એમાં ડહાપણ નથી. વખત આવ્યે નમી પડવું અને વખત આવ્યે સામા થવું એજ ખરી રાજનીતિ છે.

**શૂરસિંહ**—મહારાજ, શું બોલો છો ? નમવું અને ગુલામગીરી એ બેમાં શો ફેર છે ? સાચા, શૂરા, ટેકીલા ક્ષત્રિય વીરો નમવા કરતાં મરવું વધારે પસંદ કરે છે.

**અશ્વકેશ**—સેનાપતિ, જો જયની પચાસ ટકા, અરે, પચીસ ટકાએ આશા હોય તો એકવાર નહીં પણ હજાર વાર આપણે મરવાનું પસંદ કરીએ. પણ આપણા વીસ હજાર ઘોડેસ્વાર અને ત્રીસ હજાર પાયદળ સમુદ્ર સમાન ઉભરાતી અને કીડીના રાફડા માફક પ્રસરતી સિકંદરની મોટી સેના આગળ એક બિન્દુ સમાન છે.

**શૂરસિંહ**—મહારાજ, માતૃભૂમિના રક્ષણ માટે ખરા જીગરથી લડનાર એક મરણીઓ ક્ષત્રિયવીર હજારો ભાડુતી સૈનિકોની બરોબર છે. આપનો એકેએક સુભટ જન્મભૂમિ ઉપર આવેલી ભયંકર આફત દૂર કરવા પોતાના સંપૂર્ણ સામર્થ્યથી લડશે એમાં જરાકે સંશય નથી. વળી મહારાજ યાદ કરો કે તમે ભારત માતાના દ્વારપાળ છો. બાહ્યરિપુનો પ્રથમ પ્રતિરોધ કરવાનું માનવંતું કામ આપના શિરે છે. જે નૃપતિ ઉપર પ્રથમ સંરક્ષણનો પ્રતિષ્ઠિત બોજો ધરા જનનીએ મુકયો છે તે નૃપતિ જ કાયર બની પોતાને હાથે દુશ્મનને માતાનાં દ્વાર શું ઉઘાડી આપશે ? અને જે વીરક્ષત્રિયો તે નૃપતિના હાથ નીચે ભૂમાતાનું સંરક્ષણ કરવા સર્વદા કટિબદ્ધ છે, તેઓ ક્ષુદ્રજીવનની લાલચે દુશ્મનનું દાસત્વ સ્વીકારી હંમેશને માટે શું કલંકિત થશે ? ના, ના, તેમ થવું બીલકુલ અશક્ય છે. જ્યાં સુધી શૂરસિંહના શરીરમાં પ્રાણ છે, જ્યાં સુધી શૂરસિંહના શરીરમાં લોહીનું એક પણ બિન્દુ છે, જ્યાં સુધી શૂરસિંહના શૂર સૈનિકોમાંથી એકેએક ક્ષાત્ર મરણને ભેટી સ્વર્ગમાં ગયો નથી, ત્યાં સુધી

અભિમાની સિકંદર એક તસુ પણ આગળ વધી શકશે નહીં.

**સઘળા સૈનિકો**—(મોટેથી) મહારાજ, શૂરસિંહ સત્ય કહે છે. અમે સઘળા લડવા તૈયાર છીએ. સિકંદરને અમારી પાણીદાર સમશેરોનું પાણી બતાવવામાં અમે પાછી પાની કરીશું નહીં, હાથમાં તલવાર પકડી સમરાંગણમાં મરીશું પણ કોઈ કાળે દુશ્મનના દાસ થઈશું નહીં.

**શૂરસિંહ**—ધન્ય છે, સુભટો ધન્ય છે. તમે તમારૂં કર્તવ્યકર્મ આટલી સારી રીતે સમજો છો, તેથી મને ઘણો હર્ષ થાય છે. મહારાજ આ સમયે આપણી માતા આપણને કર્તવ્યપરાયણ થવા પોકાર કરી રહી છે. નાનાથી મોટા દરેક ભારતવાસીને માથે ધરણીસંરક્ષણની મહાન્ ફરજ આવી પડી છે. તેમાં પાછી પાની કરનાર ભારત ભૂમિના સાચા સન્તાન ગણી શકાય નહીં. અત્યારે બીજા સઘળા વિચારો એક બાજુએ મુકી માતૃઋણ ફીટાડવા આપણે યાહોમ કરી ઝંપલાવવાની અગત્ય છે. જય કે પરાજય તે એક જુદી વાત છે. નિષ્કામ કર્મનો ફલ સાથે સંબંધ નથી. શ્રીકૃષ્ણ પરમાત્મા કહે છે—

**कर्मण्येवाधिकारस्ते मा फलेषु कदाचन ।**

જય પરાજયની પરવા રાખ્યા વિના આપણે આપણો ધર્મ બજાવીશું. લાખો બકરાંના હાથે મુઠીભર સિંહો પરાસ્ત થાય એ શું શકય છે ? છતાં જો તેમ થયું તો ક્ષાત્રતેજથી દેદીપ્યમાન નીડર વનરાજોનું આત્મબલિદાન બીજા હજારો, લાખો, કરોડો, અન્તઃકરણોમાં માતૃસેવાનો મહામંત્ર કોરશે અને છેવટે ગમે તેવા બલિષ્ઠ અરિની પ્રસરતી શક્તિને જડમૂળથી દાબી દેશે.

**અશ્વકેશ**—સેનાપતિ શૂરસિંહ અને પ્રાણથી પ્યારા સૈનિકો, તમારા હાર્દિક ઉદ્‌ગારો સાંભળી મારા આનન્દની પરિસીમા રહેતી નથી, અત્યાર સુધી તમારૂં અન્તર સ્પષ્ટપણે તપાસવા મેં કસોટી કરી છે. તમારા મનમાં જે વિચારો, ઉછાળા મારી રહ્યા છે તેના કરતાં ઊતરતી પંક્તિના વિચારો હું ધરાવું છું એવી કલ્પના તમે કોઈ કાળે કરશો નહીં. બીજા બાયલા રાજાઓએ સિકંદરને પગે પડી તેના અભિમાનમાં અભિવૃદ્ધિ કરી છે તેમનું અનુકરણ

કરી **અશ્વકેશ** પોતાની જાતને કલંકિત કરશે નહીં. જેને ભારત-માતાનું દ્વાર સાચવવાનો અધિકાર છે તે **અશ્વકેશ** પોતાના સંપૂર્ણ જીગરથી સમગ્ર પૃથ્વીવિજય કરવાનો ફાંકો ધરાવનારના સામો થશે અને મરતાં સુધી તેને આગળ વધતો અટકાવશે. બસ, ધરણી-સેવા એજ આપણું લક્ષ્યબિંદુ છે. તન, મન અને ધન માતાના ચરણે સમર્પણ છે. આપણી ઇચ્છાને પાર પાડવા હજાર હાથવાળો હરિ આપણને શક્તિ સમર્પો એજ આપણી શુદ્ધ અભિલાષા છે.

**શૂરસિંહ**—સૈનિકો, એકે સાદે શૂરવીર મહારાજ **અશ્વકેશનો** જય બોલો અને ધર્મયુદ્ધમાં ઝંપલાવવા કટિ કસી તૈયાર થાઓ.

**સઘળા**—મહારાજ **અશ્વકેશનો** જય, અધર્મી આતતાયી **અરિનો** આ અસિ વડે પરાજય.

## ગાયન ૩ જું.

**અશ્વકેશ, શૂરસિંહ અને સૈનિકો**—

સહુ મહાકાય રણધીર, ક્ષત્રિયો શૂરા,
અતિતીક્ષ્ણ શસ્ત્રથી કરો, શત્રુને પુરા.
જનની ધરણીનું પૂજ્ય નામ સંભારી,
આપત્તિ હેતુ નાંખો રિપુ સંહારી.
નિર્માલ્ય તુચ્છ વિનાશી જીવનને જાણો,
ખુશીથી તેનો ઉપયોગ સમરમાં આણો.
લઈ સૈન્ય મોટું અવલિપ્ત શાહ આવે છે,
ભારત માટે તે લોહબેડી લાવે છે.
ઉપાસક સ્વાધીનતાના ભીરૂ શું બનશે ?
પરકીય ધુંસરી ભારતીય નહીં ખમશે.
છે ન્યાય ધર્મને નીતિ આપણાં સાથી,
સુભટનું જોર હજારગણું જેનાથી.
સજી હસ્ત તિગ્મ હથિયાર, ઉઠો બલશાલી,
આત્માર્પણથી સંતુષ્ટ થશે વનમાલી.
દુશ્મનદળમાં સુકઠોર કૃપાણ ઘુમાવો,
રિપુલોહી છાંટી અવની ફળદ્રુપ બનાવો.

( લડાઈના આવેશમાં ઊશ્કેરાએલું **અશ્વકેશ**નું સૈન્ય ઊભું રહે છે અને તે અરસામાં **સિકંદર** શાહનો દૂત **શશિગુપ્ત** પ્રવેશ કરે છે. )

**શશિગુપ્ત**—ક્ષત્રિય શિરોમણી મહારાજ **અશ્વકેશ**, **શશિગુપ્ત**ના પ્રણામ સેવામાં સ્વીકારો. ( નીચે પડી **અશ્વકેશ**ને નમે છે. )

**અશ્વકેશ**—ઊઠો, **શશિગુપ્ત**, ઊભા થાઓ. વધુ આદરની આવશ્યક્તા નથી. કર્તવ્યક્ષેત્રમાં બાહ્યોપચાર નકામો છે.

**શશિગુપ્ત**—મહારાજ, આપનું વચન યથાર્થ છે પણ સાધારણ મનુષ્યોએ મહાપુરુષો સાથે ઉચિત આદરપુરઃસર વર્તવું જોઇએ.

**અશ્વકેશ**—વ્યવહારમીમાંસા ઉપર વ્યાખ્યાન કરવાનો હમણાં અવકાશ નથી. જે મુદ્દાસર આપનું આગમન થયું હોય તેનું ટુંકામાં નિવેદન કરો.

**શશિગુપ્ત**—મહારાજ **અશ્વકેશ**, હું પૃથ્વીપતિ અજિત **અલેકઝાંડર**નો દૂત છું.

**અશ્વકેશ**—**અલેકઝાંડર** કોણ છે ? અમે તેને ઓળખતા નથી.

**શશિગુપ્ત**—જે વિશ્વવિજેતા મહાવીરને તમે બધા **સિકન્દર** નામથી ઓળખો છો, તેને તેની માતૃભૂમિ **ગ્રીસ** દેશમાં **અલેકઝાંડર** કહે છે.

**અશ્વકેશ**—સમજણ પડી. **મીસર**, **બેબીલોન**, **ઈરાન** વગેરે દેશોને પરાધીનતાની બેડીઓ પહેરાવી આગળ વધવાની આકાંક્ષા રાખનાર **સિકન્દર**નો તું માણસ છે. આખા જગતમાં નાહક લોહી વહેવરાવનાર ખુની આતતાયીનો શો સંદેશો લાવ્યો છે ?

**શશિગુપ્ત**—મારો સંદેશો ઘણો સારો છે અને તમારે માટે ઘણો લાભદાયી છે.

**અશ્વકેશ**—અમારી સ્વાધીનતા અને પ્રતિષ્ઠા સાચવી રાખવામાંજ અમે અમારૂં સાર્થક્ય સમજીએ છીએ. માનહાનિ થાય એવા લાભની લાલચ અમારા મનમાં તૃણ સમાન છે.

**શશિગુપ્ત**—મહારાજ, લાલચનો પ્રશ્ન છેજ નહીં. **સિકંદર**-શાહ સમગ્ર પૃથ્વી જીતવા ઇચ્છે છે પણ વિના કારણ રક્ત રેડવા

નારાજ છે. અત્યાર સુધી તેમની અસ્ખલિત વિજય યાત્રાએ સિદ્ધ કર્યું છે કે તેમની સામે ટકી શકે એવું એકે રાજ્ય મહી-મંડળમાં નથી. માટે ખુનામરકી ઓછી કરવા અને થોડા પરિશ્રમે વધારે કામ કરવા શાહે એવી મરજી દર્શાવી છે કે જે રાજાઓ તેમનું સાર્વભૌમ આધિપત્ય કબુલ રાખે તેમની ખંડણી સ્વીકારી તેમના પ્રદેશમાં તેમનો અધિકાર કાયમ રાખવો. આ નિશ્ચયને અ-નુસરી સિકંદરશાહે મને તમારી પાસે મોકલ્યો છે. તમારે માટે સરસમાં સરસ એટલો જ રસ્તો છે કે તમે શાહને સાર્વભૌમ નરપતિ તરીકે સ્વીકારી લ્યો. તેમના શીતલ સંરક્ષણની શાન્તિજનક છાયા નીચે તમારી સલામતીમાં જરાકે વિઘ્ન નડશે નહીં.

**અશ્વકેશ**—સ્વાધીનતાને ચહાનાર ભારતવાસી મહીપતિ કોઈને તાબે થશે નહીં. ભારતીય વીરો પોતાની સમશેર વડે પોતાનું સંર-ક્ષણ કરવા સમર્થ છે.

**શૂરસિંહ**—( તલવાર ખેંચી ) કોઈ પણ વખતે દગો નહીં દેનાર આ ભીષ્મ ભવાની દરેક સંકટ સમયે અમારો બચાવ કરી શકે છે. તેથી પારકી તાબેદારી સ્વીકારી અમારો બચાવ બીજાને હાથે કરાવવા અમારી બીલકુલ મરજી નથી.

**શશિગુપ્ત**—સિકંદર સાધારણ માનવી નથી પણ દેવપુત્ર છે. દેવની સેવા સ્વીકારવી એ મનુષ્યધર્મ છે. દેવના દાસ થવામાં પ્રતિષ્ઠાનો નાશ થતો નથી.

**શૂરસિંહ**—પરમાત્મા સિવાય બીજા દેવ કે દેવપુત્રની અમારે ઓળખાણ નથી, દેવપુત્રના દબદબા ભરેલા અભિધાનથી તમે જંગલી પ્રજાઓને અંજાવી શકયા છો. પણ સભ્ય ભારતીય નરો આગળ એવી કૃત્રિમ ધમકી કશા કામમાં આવશે નહીં.

**શશિગુપ્ત**—મહારાજ અશ્વકેશ, તમને સઘળા ભયથી મુક્ત કરવા સિકંદરશાહે કૃપા કરી નમી પડવાની તક આપી છે. શાન્ત ચિત્તે વિચાર કરી આ તકને વધાવી લ્યો, નહીંતો તમારૂં સર્વસ્વ નષ્ટ થશે, તમારો પળમાં પ્રલય કરી સિકન્દર આગળ વધશે.

**અશ્વકેશ**—છટ્, છટ્, નકામી બડાઈથી ભારતવાસીઓ **બી જાય** એવી કલ્પના તમારા મગજમાંથી સદાને માટે કાઢી નાંખો.

**શૂરસિંહ**—નમી પડવાની ભલામણનો અંગીકાર **કરવા** કરતાં સમરાંગણમાં મરણ અમને હજાર દરજ્જે વધારે પ્યારૂં છે. જો અગ્નિ શીતલ થાય, ચંદ્ર ઉષ્ણ થાય, સૂર્ય ઠંડો થાય, વંધ્યા પુત્રવતી થાય, આકાશમાં પુષ્પનો ઉદય થાય કે વનરાજ સિંહ ઘાસ ખાય તોજ ભારતવાસી પારકાનો દાસ થાય. તેથી જા, જલદી જા અને તારા સિકન્દરને કહે કે "ડગલે ડગલે યુદ્ધ કર્યા વિના ભારતભૂમિમાં આગળ નહીં વધાય, હજુ પણ તારી મહત્ત્વાકાંક્ષાને નરમ પાડી શાન્તિપૂર્વક પ્રાપ્ત કરેલા પ્રદેશ ઉપર શાસન કર. અતિલોભ પાપનું મૂળ છે.

अतिलोभाभिभूतस्य चक्रं भ्रमति मस्तके ।

અતિલોભ છોડી દે. નાહક જાતે હેરાન થઈ બીજાને હેરાન ન કર.

**શશિગુપ્ત**—ઠીક, ત્યારે, તમે તમારો વિનાશ ઇચ્છો છો. જેવી તમારી મનોવાંછના છે તેવી રીતે દેવપુત્ર સિકન્દર પ્રાણહારી યમરાજના રૂપમાં તમારી ખબર લેશે. સીધી રીતે જેઓ ન માને તેમના નસીબમાં સંપૂર્ણ પાયમાલી લખાયેલી છે. હથિયાર સજી તૈયાર રહેજો. સિકન્દરનો હુમલો ઝનુની થશે.

**શૂરસિંહ**—જ્યાં સુધી ભારતવાસીઓનાં તીક્ષ્ણ શસ્ત્રનો સિકન્દરને પરિચય નથી ત્યાં સુધી જ તેનું ગુમાન વધતું જાય છે. હવે જ સિકન્દરને ખબર પડશે કે સાચા વીરપુરુષો આગળ તેનું અત્યાર સુધી અજેય ગણાતું સૈન્ય કશા લેખામાં નથી. શાહને કહેજે કે તેનાથી બને તેટલી ત્વરાએ આવે. અમે દરેક ક્ષણે તેનું સ્વાગત કરવા સશસ્ત્ર તૈયાર છીએ.

**શશિગુપ્ત**—જુઓ, ત્યારે, પેલી ટેકરી તરફ જઈ હું સંજ્ઞા કરું એટલી જ વાર. (જાય છે.)

નેપથ્યમાં.

ઊમંગી સાહેલી મમ સંગે,
ચાલો શસ્ત્રધરી રણજંગે.—ઊમંગી.

**અશ્વકેશ**—સમરમાં પ્રયાણ કરવા આતુર બહાદુર લલનાઓનો મધુર સ્વર સંભળાય છે.

**શૂરસિંહ**—મહારાજ અશ્વકેશ, મને લાગે છે કે સૈનિકોનો રણોત્સાહ સતેજ કરવા મહારાણી કુલાવતી સ્વયં આ તરફ આવે છે.

( લશ્કરી પોષાકમાં સજ્જ થયેલાં મહારાણી કુલાવતી અને તેમની સાહેલીઓ પ્રવેશ કરે છે. )

### ગાયન ૪ થું.

**કુલાવતી અને સાહેલીઓ**—

ઊમંગી સાહેલી મમસંગે,
ચાલો શસ્ત્ર ધરી રણજંગે.—ઊમંગી.
દૈવ રૂઠયો દીસે અંધારૂં,
આફતવાદળ ઝઝુમે કાળું;
સંકટ ભીષણ નયને ભાળું,
સ્તબ્ધ ગાત્ર થયાં અંગ અંગે.—ઊમંગી.
ક્રૂર રિપુ સાથે પ્રિયતમ લડશે,
નારી કૃતઘ્ની શું કાયર બનશે ?
ના, ના, કુલા સમરે સંચરશે,
શૌર્ય દાખવવાના પ્રસંગે.—ઊમંગી.
હોંશે અસિ બરછી વાપરશું,
દુશ્મન દળ દાવાનળ બનશું;
કૃતાન્ત રૂપે રણમાં ફરશું,
રંગી ભૂમિ રૂધિરના રંગે—ઊમંગી.

**અશ્વકેશ**—મહારાણી કુલાવતી, સ્ત્રીએ સહજ લજ્જાનો ત્યાગ કરી રણભૂમિમાં જાતે જ જવું એ શું આર્ય લલનાઓનો ધર્મ છે ?

**કુલાવતી**—મહારાજ, જ્યારે પ્રમદાના પ્રિયમાં પ્રિય પ્રાણનાથ યુદ્ધના અગ્રભાગમાં વિચરે ત્યારે તેજ મહિલા અન્તઃપુરમાં બેઠી બેઠી બગાસાં ખાય એ શું આર્ય લલનાઓનો ધર્મ છે ?

**અશ્વકેશ**—રાણી, ભારતીય વીરોએ ધરણીસંરક્ષણનો સઘળો બોજો પોતાને માથે ઉપાડી લઈ કોમલાંગી કામિનીઓને સંગ્રામની ભયંકર ફરજમાંથી મુક્ત કરી છે.

**કલાવતી**—પ્રાણનાથ, પોતાના જ પ્રિયતમ પૃથ્વી માટે પ્રાણ પાથરે તેવા પ્રસંગે સ્ત્રીઓથી કશી સહાય કરી શકાય નહીં, અને સ્વકીય બાહુબળથી પતિના દુશ્મનની સંખ્યામાં ઘટાડો કરી શકાય નહીં, એવી પ્રીલસુપ્રી ભરી ફરજ મુક્તિનો આશ્રય લઈ અશ્વકેશની અર્ધાંગના પ્રમાદી બનશે નહીં.

**અશ્વકેશ**—યુદ્ધમાં સહચારિણી થવા પ્રમદાનો ગમે તેટલો ઉત્સાહ અને આગ્રહ હોય તોપણ યવનો સાથેના અધર્મયુક્ત રણ-સંગ્રામમાં સ્ત્રીઓને સાથે રાખી શકાય નહીં. પુરુષ કેદ પકડાય તેની વધારે ફીકર નથી પણ કોઈ પતિવ્રતા નારી દુષ્ટ રિપુના રાક્ષસી પંજામાં સપડાય તેમાં ભારે ભય સમાયલો છે. જે ભારતીય રમણીઓના શુદ્ધ શીલનું સંરક્ષણ કરવા હજારો, લાખો વીરપુરુષોએ પોતાના પ્રાણની આહુતિ આપી છે, તેમને નિર્દય દુશ્મન પકડી શકે એવા સંયોગોમાં મુકવી એમાં આર્ય વીરોનું ભૂષણ નથી. પોતાના પતિનું અનિષ્ટ થાય અથવા દુશ્મનનો વિજય થાય તે વખતે પુણ્યપવિત્ર અગ્નિદેવ આર્યલલનાઓનો સાચો મિત્ર છે, જેનો આશ્રય લઈ અસંખ્ય સતી સ્ત્રીઓ પોતાના પ્રિયતમને સ્વર્ગમાં મળવા પ્રયાણ કરે છે અને ઐહિક આતતાયીના ભયમાંથી સદાને માટે મુક્ત બને છે. તેથી સુજ્ઞ રાણી! અનાર્ય અરિ સાથેના યુદ્ધમાં ભાગ લેવો એમાં તમારી શોભા નથી.

અમારાથી બનશે તેટલું શૌર્ય દાખવી પ્રચંડ પ્રતિસ્પર્ધી સામે અમે લડીશું, લડતાં વિજય થશે તો તમને પુનઃ આ દુનિયામાં મળીશું; જો ઈશ્વરેચ્છા વિપરીત હશે અને વિજય લક્ષ્મી પ્રતિકૂલ થશે તો તમે અમને સ્વર્ગમાં મળજો.

**કલાવતી**—પ્રિયતમ, આવા દોઢડાહ્યા તત્ત્વજ્ઞાનથી ભારતવર્ષનું અડધું અંગ કશા કામમાં આવતું નથી.

**અશ્વકેશ**—નાજુક અડધા અંગને કામમાં લઇએ તોપણ તેનામાં શું કરવાની તાકાદ છે ?

**કલાવતી**—મહારાજ, તમે ભૂલ કરો છો. શિરીષપત્ર કરતાં વધારે કોમલ કલેવરવાળી લલના સમરક્ષેત્રમાં વજ્ર કરતાં કઠોર બને છે. અભિમાની સિકન્દરને મારા કઠણુ કરનો કારમો અનુભવ કરાવવાનો મેં દઢ સંકલ્પ કર્યો છે. તેથી હું અત્રેથી કોઈ કાળે પાછી ફરનાર નથી.

**અશ્વકેશ**—રાણી, આવા ભયંકર પ્રસંગે શું તમે હઠ કરશો ? તમારે અને મારે યુદ્ધમાં સામે મોરચે મરવું પડે તેની લગારે ફીકર નથી. પણ તમે જીવતાં પકડાઓ તેની પાકી દહેશત છે.

**શૂરસિંહ**—મહારાજ, જ્યારે રાણી કલાવતી ધર્મયુદ્ધમાં લડવા આટલી ઉત્કટ ઇચ્છા ધરાવે છે, ત્યારે હું ભય પામવાનું એકે કારણ જોતો નથી. તમે ચિન્તા કરશો નહીં. હું જાતે મહારાણીના અંગરક્ષકનું કામ કરીશ. આ ત્રિલોકમાં તો શું પણ સમગ્ર વિશ્વમંડલમાં હું એકે વ્યક્તિ જોતો નથી કે જે દેવી કલાવતીને હાથ લગાડી શકે.

**અશ્વકેશ**—શૂરસિંહ, તમારી વિશ્વસનીય વાણીથી હું દેવીને યુદ્ધમાં ભાગ લેવાની રજા આપું છું. પણ મારે જાણવું જોઈએ કે દેવી લડાઈમાં કેવું પરાક્રમ કરવા શક્તિવાન છે ?

(નેપથ્યમાં સિકન્દરના આગળ વધતા સૈન્યનો અવાજ સંભળાય છે.)

**કલાવતી**—મહારાજ, શું મારૂં પરાક્રમ જોવાનો વિચાર છે ? હું ખુશીથી મારી શક્તિનું પ્રદર્શન કરું છું. જુઓ, સામે આવતા સૈન્યમાંથી પેલા મુકુટધારી પુરુષના કપાલને મારા બાણવડે વીંધી નાંખું છું.

( કલાવતી ધનુષ્ય ઉપર બાણ ચઢાવી જોશથી ફેંકે છે. પવનવેગે સુસવાટ કરતો શર સિકન્દરના મુકુટને ઉડાવી દે છે અને તેના કપાલમાં સખ્ત ઘા કરે છે. )

નેપથ્યમાં

**સિકન્દરના સૈનિકો**—દુશ્મને આપણા નાયકને ઘાયલ કર્યો છે. વીર પુરુષો, તેનું વૈર લેવા જલદી આગળ ધસો.

( ક્રોધાવિષ્ટ થયેલી **સિકન્દરની** ફોજ પ્રવેશ કરે છે. તેની સાથે **અશ્વકેશનું** સૈન્ય અસાધારણ બહાદુરીથી લડે છે. **અશ્વકેશ** પંડે રણમાં મૃત્યુવશ થાય છે. અંત પર્યન્ત **કલાવતી** શૌર્ય દર્શાવે છે. તેને પકડવા **સિકન્દર** આગળ ધસે છે. )

**શૂરસિંહ**—સેતાન **સિકન્દર**, અત્યારે તું ઘાયલ છે તેથી જતો કરું છું. પણ જો પતિવ્રતા આર્ય મહિલાનો સ્પર્શ કર્યો તો યાદ રાખ કે આજ ક્ષણે મારી સમશેર તારૂં શિર શરીરથી જુદું કરશે.

( **શૂરસિંહ** **સિકન્દરની** ગરદન ઉપર તલવાર ઉગામી ઉભો રહે છે. **સિકન્દરનું** સૈન્ય સ્તબ્ધ બની જાય છે. )

**ટેબ્લો.**

---

## પ્રવેશ ૨ જો.

**સ્થળ—મશકવતીમાં શશિગુપ્તનું** નિવાસસ્થાન.

( **હીપેસ્ટીઅન** અને **શશિગુપ્ત** પ્રવેશ કરે છે. )

**હીપેસ્ટીઅન—શશિગુપ્ત**, તમે નિખાલસપણે ગુપ્ત માર્ગો બતાવ્યા, તેને લીધેજ **મશકવતી** ઉપરનો હુમલો ફત્તેહમંદ થયો છે. તમારી નિમકહલાલીથી **સિકન્દરશાહ** અતિપ્રસન્ન થયા છે.

**શશિગુપ્ત—હીપેસ્ટીઅન**, આ સમાચાર સાંભળી મને ઘણો આનન્દ થાય છે.

**હીપેસ્ટીઅન—શશિગુપ્ત**, **સિકન્દરશાહની** પ્રસન્નતા લુખી નથી. તમારા શુદ્ધ ભક્તિભાવની કદર કરી તમને **મશકવતી** અને તેની આજુબાજુના પ્રદેશ ઉપર ક્ષત્રપ નીમ્યા છે.

**શશિગુપ્ત—હીપેસ્ટીઅન**, મારા મનની ધારણા કરતાં પણ **સિકન્દરશાહે** મારો અત્યંત વધુ સત્કાર કર્યો છે, અને હું તેમનો અન્તઃકરણપૂર્વક આભાર માનું છું.

**હીપેસ્ટીઅન—સિકન્દરશાહના** હુકમ મુજબ તમારી નીમણુકનો પત્ર હું તમને હાથોહાથ આપું છું.

**શશિગુપ્ત**—સિકન્દરશાહે કરેલી યોજનામાં હું સંપૂર્ણ રીતે લાયક નીવડીશ.

**હીપેસ્ટીઅન—શશિગુપ્ત**, હવે હું રજા લઉં છું. યુદ્ધમાં થયેલા ઘાથી શાહની તબિયત નરમ છે. તેમને માટે યોગ્ય ઉપચારની વ્યવસ્થા કરવાનું કામ મારે શિર છે.

**શશિગુપ્ત**—બહુ સારૂં. જ્યારે જરૂર હોય ત્યારે આ સેવકને આજ્ઞા ફરમાવશો. ( **હી**પેસ્ટીઅન જાય છે. )

**શશિગુપ્ત**—શી મારા નસીબની બલીહારી ! ખોટું નથી કે સાહસિક નરની પાછળ સમૃદ્ધિ એની મેળે દોડી આવે છે. ઘરબાર છોડી ઠેઠ **ગ્રીસ** સુધી અથડાયો તેનું આ કેટલું સુન્દર પરિણામ ? શરૂઆતમાં થયો પાંચ હજાર ઘોડેસ્વારનો સરદાર અને હવે થયો **મશકવતી**નો મહીપાળ. પણ જુગતી જોડી વિનાની સુખસંપત્તિ ગોળ વિનાના કંસાર જેવી ફીકી છે. આ વિષયમાં પણ આપણું નસીબ ઓછું જોરાવર નથી. અસાધારણ સૌન્દર્યથી વિભૂષિત **ગ્રીક**-લલના **નિશા** મારા ઉપર એટલો વિશુદ્ધ સ્નેહ ધરાવે છે કે પોતાનો દેશ છોડી મારી સાથે ભારતવર્ષ સુધી આવી છે. વ્હાલી **નિશા** ! દેખાવ સારૂ **સિ**કન્દરની પત્ની **ર**શનાની મુખ્ય પરિચારિકા તરીકે રહી છે પણ ખરી રીતે મારા ઉપરના પ્યારને લીધેજ તે કામિની આટલું સંકટ સહન કરે છે. બેશક, આજના શુભ સમાચાર **નિ**શા સાંભળશે કે તુરત મારી સાથે લગ્નની ગાંઠે જોડાવા કબુલ થશે. બસ, પછી શું બાકી ? ( નેપથ્યમાં. )

હું ગ્રીક લલના નવયુવતિ અભિધાન **નિ**શા છે મારૂં;
વીંધી કટાક્ષ શરથી નરને, બધી ધીરજ તેની વિદારું—અભિધાન.

**શશિગુપ્ત**—મારૂં કેટલું ભાગ્ય કે નામ સંભારતાં વાર **નિશા**-દેવીની પધરામણી થઈ. ચાલ, જરા બાજુએ કોકિલકણ્ઠીનો મધુર આલાપ એક ચિત્તે શ્રવણ કરું.

( **નિ**શા પ્રવેશ કરે છે. )

**નિશા**— **ગાયન ૫ મું.**

હું ગ્રીક લલના નવયુવતિ, અભિધાન **નિ**શા છે મારૂં,
વીંધી કટાક્ષ શરથી નરને, બધી ધીરજ તેની વિદારું.—અભિધાન.

સુંદર મોહક નિશાનું જે, પુરુષ રૂપ નિહાળે,
અનંગજવરની અસહ્ય પીડા, હર ઘડી તેને બાળે.—અભિધાન.
ધનશાલી કો અન્ધ માનવી, પાશ પડે જો મારે,
લુબ્ધ કરી ખાંતે ઉડાવું, રંગ રાગ સંસારે.— અભિધાન.

**શશિગુપ્ત**—નિશાદેવી, ધનવાન્, શ્રીમાન્ માનવી સાથે મોજ-મજા માણવી હોય તો આ શશિગુપ્ત તમારી સેવામાં હાજર છે. બસ, મારે હવે જરનો તોટો નથી પણ ફક્ત સુન્દર જોરૂની જરૂર છે.

**નિશા**—વ્હાલા શશિગુપ્ત, હું તમને ચ્હાઉં છું, તેથી જ તમારી સાથે આટલે દૂર આવી છું. પણ પાંચ હજાર ટટવાંની સરદારી કાંઈ શ્રીમંતાઈનું લક્ષણ ગણાય નહીં.

**શશિગુપ્ત**—વ્હાલી નિશા! તમે ભૂલ કરો છો. મારી ખરી સ્થિતિથી તમે હજુ અજાણ છો. હવે હું ફકત સરદાર નથી, પણ મશકવતીનો ક્ષત્રપ છું. લ્યો, વાંચો આ નીમણુકનો હુકમ.

( પત્ર આપે છે. )

**નિશા**—( પત્ર વાંચી ) વાહરે વાહ, મારા વ્હાલા શશિગુપ્ત, હવે તો આપણું કામ નીકળી ગયું. તમે થયા મશકવતીના મહારાજ અને તમારી સાથે હું થઈશ મશકવતીની મહારાણી.

**શશિગુપ્ત**—એ તો જેમ રાત્રિ પછી સૂર્યોદય થાય તેવીજ મહારાજની પત્ની મહારાણી થાય. પણ એ બધું ક્યારે બને કે જ્યારે તમે વિના વિલમ્બે મારી સાથે લગ્નની ગાંઠે જોડાઓ ત્યારે.

**નિશા**—વ્હાલા શશિગુપ્ત, તમારી સાથે નિયમિત લગ્ન કરવામાં મારે વાંધો નથી પણ મને એક વાતની ભારે દહેસત લાગે છે.

**શશિગુપ્ત**—પ્રિયે નિશા, કહી દ્યો તમારી ફીકર ચિન્તાને હું જડમૂળથી દૂર કરી દઉં.

**નિશા**—જુઓ, સાંભળો. ધ્યાન દઈને સાંભળો. તમારો અને મારો ખંડ જુદો છે. તમે એશિઆટિક છો, અને હું શુદ્ધ સ્વચ્છ યુરોપિયન છું.

**શશિગુપ્ત**—જ્યાં દમ્પતી સાચા પ્રેમથી સંધાય છે, ત્યાં જાતિભેદ, દેશભેદ કે ખંડભેદ તરફ લક્ષ્ય આપવાની બીલકુલ જરૂર નથી.

**નિશા**—પણ તમારામાં એક એવી અનિષ્ટ રૂઢિ પ્રચલિત છે કે તમારો વિશ્વાસ રાખવામાં ભયંકર આફતના ભોગ થવું પડે.

**શશિગુપ્ત**—વ્હાલી નિશા, નકામાં ગભરાઓ નહીં. સ્પષ્ટ શબ્દોમાં ચોખ્ખે ચોખ્ખું કહી દો.

**નિશા**—જુઓ, સાંભળો. તમારી સાથે પરિચયમાં આવનાર પ્રમદાને ભારેમાં ભારે એટલીજ ચિન્તા થાય કે તમારામાં અનેક પત્નીવિવાહનો પ્રચાર છે. કદાચ તમારે એકાદ પત્ની હયાત હોય અને તેમ છતાં તમે મને ફસાવતા હો તો મારી શી વલે થાય ?

**શશિગુપ્ત**—વ્હાલી નિશા, હું તમારા સમ ખાઈને કહું છું કે અત્યારસુધી હું શુદ્ધ બ્રહ્મચારી છું. મારો લગ્નસંબંધ કોઈની સાથે થયો નથી.

**નિશા**—સમ ખાય તે સદાય જુઠ્ઠો. તેનો વિશ્વાસ રાખી શકાય નહીં.

**શશિગુપ્ત**—વ્હાલી, હું પ્રતિજ્ઞાપૂર્વક કહું છું કે હું આજ દિન સુધી કુંવારો છું.

**નિશા**—હવે જોઈએ છીએ, તમારી સાચાઈ કે જુઠ્ઠાઈની પરીક્ષા થતાં વધુ વખત નહીં લાગે.

( નેપથ્યમાંથી ) ‘ બારણાં ખોલો ’ એવી બૂમ સંભળાય છે.

**શશિગુપ્ત**—બારણાં ઉઘાડાં છે, અંદર આવો.

( શેઠ **સુંદરદાસ** પ્રવેશ કરે છે. )

**સુંદરદાસ**—શશિગુપ્તભાઈ, ઓળખાણ પડે છે ને ?

**શશિગુપ્ત**—ના, ના, બીલકુલ નહીં.

**સુંદરદાસ**—“ ગરજ સરી એટલે વૈદ્ય વૈરી. ” નાનો ચાર પાંચ વર્ષનો માબાપ વિનાનો અનાથ બાળક સમજી તને પેટના પુત્ર તરીકે પાળી પોષી મોટો કર્યો અને વળી મારી લાડકી સુન્દર કન્યા સરલા સાથે પરણાવી જમાઈ કર્યો તેનો બહુ સારો બદલો આપ્યો. મારી ભલી સરલાનો ત્યાગ કરી કયાં ચાલ્યો ગયો તેનો

પસ્તોજ નહીં અને હવે જ્યારે આટલે વર્ષે મોટો માતબર અમલદાર થઈ પાછો આવ્યો ત્યારે ઓળખવાની પણ તસ્દી લેતો નથી. ધન્ય છે શશિગુપ્ત, ધન્ય છે તારા દંભને.

( નિશા આભી બની જાય છે. )

**નિશા**—(સ્વગત) જુલમ છે, કુંવારા સાહેબનો સસરો એ તાજુબીની વાત છે.

**શશિગુપ્ત**—(સ્વગત) કાચું જ કપાયું. આ તો મારા સસરા શેઠ સુંદરદાસ. હવે નિશાને વ્હેમ પડે નહીં અને આ ડોસાનું કાસળ ટળે એવો શો છે ઇલાજ ? કાંઈ ફીકર નહીં, મારા બુદ્ધિબળ આગળ કશું અસાધ્ય નથી. (પ્રત્યક્ષ) નિશા દેવી, આ ડોસાની બુદ્ધિ બ્હેર મારી ગઈ છે. એનું મગજ ઠેકાણે નથી તેથી જેમ આવે તેમ બકવા કરે છે. હું મશકવતીનો મહારાજ થયો એટલે મારો સસરો થઈ મારે ગળે પડે છે. તમે ચિન્તા કરશો નહીં. નથી તે મારો સસરો કે નથી હું તેનો જમાઈ. ડોસા, ડોસા, " સાઠી અને બુદ્ધિ નાઠી." એવો તારો ઘાટ છે. નકામો મને વળગી પડે છે. વધારે લવરી કરી તો ગાંડાઓની ઔષધશાળામાં તને પુરવો પડશે.

**સુંદરદાસ**—શશિગુપ્ત, આ શું બોલે છે ? નાનપણથી ઉછેરી મોટો કરનાર વડીલ પ્રત્યે કેટલો કૃતઘ્ન બને છે ? ઠંડા મગજે યાદ કર અને ઉંછાછળાવેડા છોડી દે.

**શશિગુપ્ત**—ડોસા, ચૂપ કર. મારી મશકવતી નગરી પાગલો માટેનું રહેઠાણ નથી. તેથી હું આજ્ઞા કરું છું કે જો તને પ્રાણ વ્હાલો હોય તો ચોવીસ કલાકમાં ઘરબાર છોડી ચાલ્યો જા. હુકમનો અનાદર કરીશ તો દેહાન્ત દણ્ડની સજા ભોગવીશ.

**સુંદરદાસ**—કૃતઘ્ની શશિગુપ્ત, અત્યારે તારી સત્તા છે એટલે સત્તા આગળ શાણપણ નકામું છે. તારા હુકમ મુજબ હું ચાલ્યો જઈશ પણ યાદ રાખજે કે તું તારી અધમ વર્તણુક માટે પુરો પસ્તાઈશ. ( જાય છે. )

**શશિગુપ્ત**—નિશાદેવી, તમને વ્હેમ પડે એવી લવરી કરનાર આ ડોસાનું નામ કે નિશાન મારી હદમાં નહીં રહેવા દઉં.

વ્હાલી, ચિન્તાને પરહરી વિના વિલમ્બે તમારો હસ્તકમળ આ પામર નરને સમર્પી કૃતાર્થ કરો.

નિશા—હું આશા રાખું છું કે તમારા વ્યવહારમાં અસત્યનું મિશ્રણ નથી.

શશિગુપ્ત—ના, ના, બીલકુલ નહીં. મારો વ્યવહાર સોલે-સોલ આની સાચો છે.

નિશા—ઠીક, ત્યારે, હમણાં તો મારે તમારૂં વચન માની લેવું જોઈએ. વાહ, રે, વાહ, મારા કામણગારા કાન્ત, તમે મારા હૃદયના આરામ છો, સુખસરિતાના ધામ છો.

### ગાયન ૬ ઠું.

મારા રસિયા પ્રિયતમ નાથ, તમને અંતરમાં પધરાવું.—મારા૦
તમે મશકવતી ભૂપાળ, પ્યારાં પ્રમદાસલિલાગાર;
પ્રણયે સિંચો નાજુક નાર, મહારાણી પદ શોભાવું—તમને.

શશિગુપ્ત—
સઘળી સુંદરીનો શૃંગાર, મોહક રૂપ તણો ભંડાર;
નખરે મનડું તું હરનાર, સુણી મિષ્ટ વચન હરખાઉં—તમને.

( જાય છે. )

---

## પ્રવેશ ૩ જો.

સ્થળ—મશકવતીમાં સિકન્દરશાહનું નિવાસસ્થાન.

( રીસાએલી રશનાને મનાવતા સિકન્દરશાહ પ્રવેશ કરે છે. )

### ગાયન ૭ મું.

સિકન્દર— પ્રિયે રશના તું શાને રીસાએ,
આધિ ઉદ્વેગ ઉરમાં ન માયે—પ્રિયે.

રશના— ઠગ વિદ્યા બધી આ જણાયે,
નહીં રશના હવે છેતરાએ—પ્રિયે.

સિકન્દર— શાન્ત થાઓ પડું છું હું પાયે,
હઠીલી આજ શા સારૂ થાયે—પ્રિયે.

**રશના**—દૂર થાઓ, ઠગારા **સિકન્દર**, દૂર થાઓ, મારાથી દૂર થાઓ. તમારૂં પોત મેં પરખી લીધું છે. હવે પછી તમારી જુઠ્ઠી પ્રપંચ જાળમાં હું ફસાઈશ નહીં.

**સિકન્દર**—વ્હાલી રશના, આટલાં બધાં મર્મભેદી વચનોવડે તમે મને શા સારૂ વ્યથા કરો છો ? મારાં તન મન અને ધનનાં તમે માલીક છો. **સિકન્દર** સમગ્ર દુનિયાનો સ્વામી છે પણ **રશના**નો તો દાસાનુદાસ છે.

**રશના**—આ તો બધો ઉપર ઉપરથી મીઠું બોલી મારા જેવી ભોળી ભામાને છેતરવાનો પ્રબંધ છે.

**સિકન્દર**—વ્હાલી, શું મારા અને તારા વચ્ચે લગારે જુદાઈનો સંબંધ છે ? મારો અને તારો દેહ ભિન્ન છે પણ અન્તરાત્મા તો એકજ છે.

**રશના**—બહુ સારૂ, જ્યારે બોલવામાં આટલી સફાઈ કરો છો ત્યારે 'જમવામાં જગલો અને ભમવામાં ભગલો' એવું વર્તન શા સારૂ કરો છો ?

**સિકન્દર**—વ્હાલી, એ તો સોએ સો ટકા, યથાયોગ્ય છે. કારણકે જમીન જીતવા માટે **સિકન્દરે** ભગલા માફક ભમવું જોઈએ અને **રશના** દેવીએ જગલા માફક જીતેલી જમીનપર સ્વતન્ત્ર અધિકાર ચલાવવો જોઈએ.

**રશના**—વાહ, રે, વાહ, વાત ફેરવી નાખવાની તમારી આબાદ યુક્તિ ! તમારા બોલવામાં અને વર્તવામાં જમીન આસમાનનો ફરક છે.

**સિકન્દર**—વ્હાલી **રશના**, તમારાં વચનોનું રહસ્ય કળી શકાતું નથી.

**રશના**—જુઓ, સાંભળો. પરણતી વખત તમે મને વચન આપ્યું હતું તે તમને યાદ આવે છે કે નથી આવતું ? 'હવે પછી જેટલો પ્રદેશ જીતીશ તેના ઉપર તારા પિતાને ક્ષત્રપ નીમીશ,' એવી ચોક્કસ ખાત્રી મને આપી હતી કે નહીં ?

**સિકન્દર**—હા, યાદ આવે છે. પણ તેમાં મારી શી ગફ્લત થઈ છે ?

**રશના**—અજાણ્યા શા સારૂ થાઓ છો ? તક્ષશિલાના રાજા પાસે વિષ્ટિ કરવા તમે મારા પિતાને મોકલ્યા. તે અરસામાં તમે મશકવતી શહેર જીત્યું અને તેના ક્ષત્રપ તરીકે બીજાને નીમી દીધો. મારા પિતા અક્ષયરથી ભમવામાં ભગલા ભાઈ, અને પેલો મુફ્લીસ સીપાઈ શશિગુપ્ત જમવામાં જગલા ભાઈ બહુ સારો ઇન્સાફ !

**સિકન્દર**—વ્હાલી રશના, રાજકીય કારણોને લીધે ચક્રવર્તી નરપતિને જે જે કાર્યો કરવાં પડે તેનું રહસ્ય સાધારણ સ્ત્રીજન સમજી શકે નહીં. પાદપ છેદનાર કુઠારને વસુધા વૃક્ષમાંથી હાથો મળે ત્યારેજ તે તરૂ જલદીથી કાપી શકાય છે. મહીદ્રોહી માખણ દાસોની મદદ વડે જ ધરણી વિજયનું કામ અત્યંત સ્હેલાઈથી પાર પડે છે. માટે શશિગુપ્ત જેવા કુટેલ સરદારોને પૈસા, પદવી, કે પૃથ્વીદાન વડે સંતોષી આપાણું કામ સાધી લેવું જોઈએ.

**રશના**—જેઓ લક્ષ્મીની લાલચમાં લપટાઈ પોતાનીજ ભૂમાતા પ્રત્યે નિમકહરામ બને છે તેઓ સ્વાર્થ સારૂ તમને પણ દગો નહીં દે તેની શી ખાત્રી ?

**સિકન્દર**—દગો, સિકન્દર પ્રત્યે દગો. સિકન્દરનો વિશ્વાસ ભંગ કરનાર કૃતાન્ત નગરીનો ઉમેદવાર છે, પોતાને હાથે જ પોતાનું મરણ માગી લેનાર છે.

**રશના**—વાહ, રે, વાહ, જગત્ જીતનારની બહુ સારી રાજનીતિ ! કાદવમાં પગ બોળવા અને પછી ધોવા. ઝેરનાં ઝાડ વાવવાં અને પછી સ્વહસ્તે કાપવાં.

**સિકન્દર**—વ્હાલી રશના, તારી તીવ્ર બુદ્ધિ આગળ મારી જીભ બન્ધ થાય છે. સિન્ધુની પશ્ચિમના પહાડી વેરાન પ્રદેશનો અધિકારી શશિગુપ્તને નીમ્યો એટલી કસુર માફ કર. સિન્ધુની પૂર્વે વિશાળ રસાળ ફલદ્રુપ મુલક છે. તે બધો મારા બાહુબલથી જીતીશ અને તેના સ્વતન્ત્ર ક્ષત્રપ તરીકે તારા પિતાને નીમીશ. લે, આ મારૂં વચન છે.

**રશના**—અગસ્ત્ય મુનિનું તો નહીં ને ?

**સિકન્દર**—ના, ના, વ્હાલી, મારા ખરા જીગરનું સાચું વચન છે.

**રશના**—ઠીક, ત્યારે, તેની કસોટી ખરા વખતે થશે.

( શશિગુપ્ત પ્રવેશ કરે છે. )

**શશિગુપ્ત**—મહારાજ, આપના શ્વશુર **અક્ષયરથી તક્ષશિલાના** રાજા **આન્તિને** સમજાવી અત્રે લાવ્યા છે. હીપેસ્ટીઅને રાજા **આન્તિનો** યોગ્ય આદરસત્કાર કર્યો છે. તેમને હજુર મુલાકાતની મહેરબાની થવી જોઈએ.

**સિકન્દર**—ઘણા આનન્દ સાથે તેમને મારી પાસે લાવો.

**શશિગુપ્ત**—જેવી શાહની આજ્ઞા. ( જાય છે. )

**સિકન્દર**—ધન્ય છે, તારા પિતાની વ્યવહારકુશલતાને. **તક્ષ**-શિલાના સુસમૃદ્ધ બલાઢ્ય નરપતિને ઠીક સીસામાં ઉતાર્યો.

**રશના**—આ બધી કલંકમય કારીગરી તમારે માટે થાય છે. તેની યોગ્ય કદર તમારા હાથે થશે એવી આશા રખાય છે.

**સિકન્દર**—વ્હાલી, ફીકર નહીં. અલ્પ સમયમાં તારા પિતાને માથે રાજમુકુટ પહેરાવીશ.

( હીપેસ્ટીઅન, **અક્ષયરથી** અને **આન્તિ** સાથે **શશિગુપ્ત** પ્રવેશ કરે છે. )

**સિકન્દર**—પધારો, તક્ષશિલાધિરાજ **આન્તિ**, **સિકન્દર**નું સ્નેહમય સ્વાગત સ્વીકારો.

**આન્તિ**—પૃથિવીપતિ સિકન્દરશાહ, આપનું ગૌરવમિશ્ર-સૌજન્ય ભલભલા પ્રાણીનું આકર્ષણ કરી શકે છે. મેં આપની સાથે મૈત્રી બાંધવા સંકલ્પ કર્યો છે. આપની વિજયયાત્રામાં મારાથી બનતી સાહાય્ય કરવા મેં દૃઢ નિશ્ચય કર્યો છે.

**અક્ષયરથી**—સિકન્દરશાહ, આપની સાથે પ્રેમ બાંધવામાં તક્ષશિલાપતિએ મોટું ડહાપણ વાપર્યું છે. થોડા જ સમય પહેલાં તેમના પિતા સ્વર્ગવાસી થયા છે. તે અરસાનો લાભ લઈ સ્વાર્થી પાડોશી રાજ્યો તેમનું અહિત કરવા મથે છે, તેથી મહારાજા **આન્તિ**

આપના સ્નેહપાત્ર થઈ પોતાના મુલકમાં પોતાનો અધિકાર સુસ્થિર કરવા માંગે છે.

**સિકન્દર**—મહારાજ **આન્તિ**, જે નરપતિ મારો આશ્રય લે છે તે ઐહિક ભયથી સદા મુક્ત બને છે. મારા મિત્રના વિરુદ્ધ એક પણ પગલું ભરવાની તાકાદ ધરાવનાર કોઈ માનવી અસ્તિત્વ ધરાવતો નથી. તમારા શુદ્ધ સ્નેહથી બંધાઈ હું તમારો સાચો સુહૃદ્ બનું છું. તમારા પ્રદેશ ઉપર તમારૂં અખણ્ડ અબાધિત શાસન શાન્તિપૂર્વક ચાલે એવો યોગ્ય બંદોબસ્ત હું મારી જાતે કરીશ.

**આન્તિ**—સમ્રાટ્ **સિકન્દરશાહ**, મારી માગણી કબુલ રાખી તમે મારા ઉપર ભારે ઉપકાર કર્યો છે.

**અક્ષયરથી**—**સિકન્દરશાહ**, તક્ષશિલેશ **આન્તિની** એવી ઇચ્છા છે કે આપ આપના સમગ્ર સૈન્ય સાથે તેમની રાજધાની પાવન કરો અને આપના મુબારક હસ્તે તેમના રાજ્યાભિષેકની ક્રિયા કરો.

**આન્તિ**—મારા પિતાની ગાદી ઉપર આપના હાથે અભિષિક્ત થાઉં તો મારા પાડોશી રાજ્યોમાં અને મારી પ્રજામાં મારો માન મરતબો ઘણો વધે એમ મારૂં માનવું છે. મારા નગર તરફ જતાં વચ્ચે મોટી **સિન્ધુ** નદી આવે છે. આપના અગણિત લશ્કર સાથે કયા સ્થળે સ્હેલાઈથી તે નદી ઓળંગી શકાશે તેની ઉચિત વ્યવસ્થા મેં કરી રાખી છે.

**સિકન્દર**—મહારાજ **આન્તિ**, તમારી મરજી મુજબ હું તમારા રાજનગરમાં આવીશ. **હીપેસ્ટીઅન**, મહારાજા **આન્તિ** જે સ્થળ બતાવે ત્યાં આપણી બધી હોડીઓ લઈ જાઓ, એટલે વિના વિલમ્બે આપણે આગળ વધી શકીએ.

**હીપેસ્ટીઅન**—જેવી શાહની આજ્ઞા.

( બે દાસીઓએ પકડેલી **સરલા** સાથે **નિશા** પ્રવેશ કરે છે. )

**નિશા**—મહારાણી **રશના**, હું આ બે દાસીઓ સાથે બગીચામાં ફૂલ વીણવા ગઈ હતી. તે વખતે અમે એક કુવા આગળ આત્મઘાત કરવા તૈયાર થયેલી આ ગરીબ બાઈને જોઈ. અમારાં

દયાળુ રાણી તારૂં દુઃખ દૂર કરશે એવું આશ્વાસન આપી અમે તે બિચારીને મહામહેનતે આપની હજુરમાં લાવી શક્યાં છીએ.

**શશિગુપ્ત** ( સ્વગત )—ગજબ થયો. આતો મારી પરિણીત વધૂ **સરલા**. ઠીક લાગ છે. યુક્તિથી તેનું કાસળ કાઢી નાંખું. (પ્રત્યક્ષ) ન્યાયશીલ **સિકન્દરશાહ**, અમારા આર્યધર્મશાસ્ત્ર પ્રમાણે આત્મઘાત અત્યન્ત ગંભીર અપરાધ છે. જે પોતાનો પ્રિય પ્રાણ હરવા હિંમતવાન્ છે, તે બીજાનો પ્રાણ ક્યમ્ ન હરી શકે ? તેથી આત્મઘાતની કોશીશ કરનાર માટે દેહાન્ત દણ્ડની સજા અમારાં શાસ્ત્રોએ ફરમાવી છે.

**સિકન્દર**—**શશિગુપ્ત**, અમારા **ગ્રીસ** દેશમાં આત્મઘાત મહત્તા અને મનસ્વિતાનું લક્ષણ હોઈ અત્યંત પ્રશંસાપાત્ર ગણાય છે, તેથી આ બાઈ શા દુઃખે દુભાઈ પોતાનાજ હાથે પોતાનું જીવન છેદવા પ્રેરાય છે તેનું યોગ્ય નિરીક્ષણ કરવું પડશે. ગરીબ બાઈ, નિશ્ચિન્તતાએ તારૂં દુઃખ નિવેદન કર. ન્યાયપરાયણ **સિકન્દર** તને યોગ્ય દાદ અવશ્ય આપશે.

**સરલા**—**સિકન્દરશાહ**, મારા માથે ફક્ત દુઃખનું ઝાડ ઉગવું બાકી રહ્યું છે. આ મન્દ ભાગ્ય મહિલા ઉપર આફતની અવધિ થઈ છે. કેવળ પરમકૃપાળુ પ્રભુના ચરણમાં લીન થવું એજ મારો આશરો છે.

**રશના**—ભલી બાઈ, નાહક નિરાશ થાઓ નહીં. **સિકન્દર**ના દરબારમાં ગરીબ કે તવંગર, રાય કે રંક, નાના કે મોટા સઘળા માટે સરખો ન્યાય છે, તેથી બેફીકર બની તમારી બીના રજુ કરો.

**સરલા**—જ્યારે ચક્રવર્તી **સિકન્દરશાહ**નાં ધર્મપત્ની પોતે આટલો વિશ્વાસ આપે છે, ત્યારે હું મારી કરુણામય કહાણી કહું છું. હમણાંજ **સિકન્દર**ના હાથે **મશકવતી**ના ક્ષત્રપ તરીકે નીમાએલા **શશિગુપ્ત**ની હું અર્ધાંગના છું.

**નિશા** (સ્વગત)—જુલમ છે, **શશિગુપ્ત**ની કુટિલતા કેટલી ભયંકર? સસરો બોલતો હતો સાચું પણ તેને ઠરાવ્યો પાગલ. કેટલું બધું અધમ જુઠ્ઠાણું ?

**સિકન્દર**—**શશિગુપ્ત**ને કશી કમીના નથી. છતાં તેની પત્ની શા માટે આટલી દુઃખભાગી છે ?

**સરલા**—શું કહું મારા કર્મની કથની ? મારા પતિ મારો ત્યાગ કરી સાત આઠ વર્ષથી નાસી ગયા. છેવટે હમણાં સારી પ્રતિષ્ઠા પ્રાપ્ત કરી ઘેર આવ્યા ત્યારે તેમણે મારા પિતાને ગાંડા ઠરાવી મશકવતી બહાર કાઢી મુક્યા, એટલુંજ નહીં પણ મારા કમનસીબે મારી સાથે થયેલું લગ્ન પણ ના કબુલ કરે છે. હવે મારે શા સારૂ આ શુષ્ક સંસારમાં નીરસ જીવન લંબાવવું ?

**સિકન્દર**—સમ્રાટ્ સિકન્દરશાહ પોતાના સેવકોના વર્તનમાં સચ્ચાઈ, ધર્મપરાયણતા અને વિશુદ્ધ ચારિત્ર્યની આશા રાખે છે. શશિગુપ્ત, જો જુઠું બોલ્યા તો સિકન્દર જેવો બીજો કોઇ ક્રૂર નથી. આ સ્ત્રી તમારી વિવાહિત વધૂ છે કે નહીં ?

**શશિગુપ્ત** ( સ્વગત )—સાણુસામાં પુરા સપડાયા. આ વખતે અસત્ય નભી શકશે નહીં. હમણાં વાણિયાની મૂછ નીચી કરવી પડશે પણ ભવિષ્યમાં જોઈ લેવાશે. ( પ્રત્યક્ષ ) મહારાજ, તે બાઈ સાથે હું દશેક વર્ષ ઉપર પરણેલો.

**સિકન્દર**—ત્યારે તમે તે બિચારી સાથે શા સારૂ આવી વર્તણુક ચલાવો છો ? વળી ધર્મશાસ્ત્રોનું ઓઠું લઈ આત્મઘાતના અપરાધ માટે ગુન્હેગાર ઠરાવી તે ગરીબડીને પરધામમાં પહોંચાડવા પ્રેરણા કરો છો. શરમ છે, તમારા અનીતિમય વ્યવહારને. સભા સમક્ષ તે બાઈનો સ્વીકાર કરી તમારી કરણીનું પ્રાયશ્ચિત્ત કરો.

**શશિગુપ્ત**—જેવો જગદીશ્વર સિકન્દરનો હુકમ.

**સિકન્દર**—**સરલા**, હવે તારે ભયનું જરાએ કારણ નથી.

**શશિગુપ્ત**, હું તારા હાથમાં તારી પરણેતર પ્રમદા સોંપુ છું અને આશા રાખું છું કે તું પવિત્ર પ્રેમ રાખી તે તરૂણીને સર્વદા સંતુષ્ટ કરીશ. ( **સરલાનો હાથ શશિગુપ્તના હાથમાં આપે છે.** )

**સઘળા**—(આશીર્વાદ આપતાં) પરમાત્મા દમ્પતીને સુખી કરો.

( તાબ્લો ).

## પ્રવેશ ૪ થો.

**સ્થળ**—જંગલ.

(**અશ્વકેશનાં** રાણી કુલાવતી, **અશ્વકેશનો** કુમાર **ચંદ્રશેખર** **અને શૂરસિંહ** પ્રવેશ કરે છે.)

**કુલાવતી**— **ગાયન ૮ મું.**

પડી ઘોર વિપત્તિ અનન્ત,
મુંઝાયે નિર્બલ મન મારૂં—પડી.
રવિ અસ્ત થતાં અતિશ્યામ રજનીનું પ્રસરે અંધારૂં,
પ્રિયપ્રાણ જતાં પરલોક દીસે છે વિશ્વ સકલ કાળું. મુંઝાયે.
કોણ સંભાળે હવે હલેતું બાલક મુજ પ્યારૂં,
જનકની અમીદષ્ટિ પાખી રહેશે ઓશિયાળું. મુંઝાયે.
શુદ્ધ અનુપમ સ્નેહ પતિનો નિર્મલ કયેમ્ વિસારૂં,
કરમાતી આ કાયલતાને હું કેવી રીતિથી ધારૂં. મુંઝાયે.

**શૂરસિંહ**—મહારાણી કુલાવતી, આપના જેવી કર્તવ્યપરાયણ ક્ષત્રિયાણી શોકસાગરમાં ડુબે એ બીલકુલ અનુચિત છે.

**કુલાવતી**—બહાદુર શૂરસિંહ, પતિથી જુદા પડવું એ આર્ય લલના માટે શોકની પરિસીમા છે. સ્વામી સ્વર્ગમાં સિધાવ્યા બાદ પ્રાણ ધારણ કરવો એમાં ભારતરમણીનું ભૂષણ નથી. આપની અનુપમ સાહાય્યથી હું સિન્ધુ નદીની પૂર્વ દિશાના શાન્ત સ્વતન્ત્ર સુખકર પ્રદેશમાં આવી છું. મારી ઇચ્છા પાર પાડવામાં હવે કંઈ વિઘ્ન નડે તેમ નથી. તેથી કૃપા કરી અનુમતિ આપો. હું સ્વસ્થ ચિત્તે ચિતારોહણ કરી સ્વર્ગમાં મારી રાહ જોતા પ્રિયતમ પાસે પ્રયાણ કરું. કુમાર ચંદ્રશેખરને ક્ષાત્રધર્મની શિક્ષા આપજો અને સમય આવ્યે શત્રુનો સંહાર કરી તેના પિતાની ગાદીએ પ્રતિષ્ટિત કરજો.

**શૂરસિંહ**—રાણી કુલાવતી, આવી માનસિક દુર્બલતાને આધીન થાઓ નહીં. આત્મિક અને શારીરિક બળથી વિભૂષિત ભામિની સતી થવાને બદલે સ્વકીય બાહુબલથી પતિના દુશ્મનોનો પરાજય કરે છે અને શાશ્વત યશ સંપાદન કરે છે.

**ચંદ્રશેખર**—માતાજી, જે વખતે આપણી અત્યંત અધોગતિ થઈ છે તેવા ભયંકર પ્રસંગે તમારી મદદની ખાસ આવશ્યકતા છે. આવાં જ અરસામાં તમે અમને છોડી દ્યો એ ઠીક નહીં.

**શૂરસિંહ**—રાણી, અપરિપકવ વયના બાળકની માતાને માટે સતી થવાનો નિષેધ ધર્મશાસ્ત્રોએ સ્પષ્ટ શબ્દોમાં કરેલો છે.

**કલાવતી**—શૂરસિંહ અને મારા વ્હાલા બાળ ચંદ્રશેખર, તમારા કહેવાનું તાત્પર્ય હું સારી રીતે સમજું છું. પણ સેનાપતિ, શું તમને યાદ નથી ? મારા હૃદયહારના અન્તિમ શબ્દો શું તમે વિસરી ગયા ? 'તમે અમને સ્વર્ગમાં મલજો' એવી પ્રાણનાથની છેલ્લી આજ્ઞા છે, તેથી હવે બીજો વિચાર કરી શકાય નહીં. બસ, જેટલો વિલમ્બ થાય છે તેટલો સ્વામીનો અપરાધ થાય છે.

**ચંદ્રશેખર**—માતાજી, અમને અવનીમાં અનાથ કરી ચાલ્યાં જશો ? ના, ના, માતાજી, દયા ધરો અને મારા મસ્તકના છત્ર તરીકે મારૂં સતત રક્ષણ કરો.

**શૂરસિંહ**—ક્ષત્રિય શિરોમણિ મહારાજ અશ્વકેશ તમારી ઉતાવળથી નારાજ થશે. ભારતભૂમિના ઉપર આવી પડેલી ભયંકર આફત દૂર કરવામાં જેટલે અંશે તમારાથી પુરુષાર્થ થશે તેટલે અંશે તેમની વધારે પ્રસન્નતા થશે. જ્યારથી મારો આ સંસારમાં પ્રાદુર્ભાવ થયો છે ત્યારથી જો મેં

**'जननी जन्मभूमिश्च स्वर्गादपि गरीयसी.'**

એ સૂત્રનું અવલમ્બન કરી સાચા દિલથી અને શુદ્ધ અન્તઃકરણથી અહર્નિશ ધરણીસેવા કરી હોય તો મારી વિજ્ઞપ્તિને ધ્યાનમાં લઈ સ્વર્ગવાસી મહારાજ અશ્વકેશ પોતાની ઇચ્છા પ્રકટ કરી તમારા સંશયને છેદો.

**આકાશવાણ**

**ગાયન ૯ મું.**

શાણી કલા ફિકરથી ન બનો ઉદાસ,
પામ્યો પડી સમરમાં સુરલોકવાસ.

કર્તવ્ય મગ્ન થઈ મુક્તિ કરો ધરાની,
અન્તે થશે મમ સમાગમ સુજ્ઞ રાણી.

**કુલાવતી**—આ શો ચમત્કાર! ધન્ય છે, શૂરસિંહ તમારી વિશુદ્ધ દેશભક્તિને અને સ્ફટિક સમાન સ્વચ્છ અન્તઃકરણને જેનો પ્રતિધ્વનિ દેવભૂમિ સુધી સંભળાય છે. બેશક, હવે આપણે સઘળાએ એક દિલથી આપણી પ્રતિષ્ઠા પાછી મેળવવા પ્રયત્નશીલ થવું જોઈએ. પણ આપણી હીન દશામાં સાધનના અભાવે આપણાથી શું બની શકશે ?

**શૂરસિંહ**—મહારાણી, ચિન્તા કરો નહીં. ખરા પુરુષાર્થી નરરત્નોને સાધનનો તોટો પડતો નથી.

**क्रियासिद्धिः सत्त्वे भवति महतां नोपकरणे.**

સાધનસમ્પન્ન બીકણ મનુષ્યો કાંઈ કરી શકતા નથી પણ સાધનશુન્ય મહાપુરુષો સમગ્ર દુનિયાને અંજાવી નાંખે એવાં પરાક્રમો સહેલાઈથી કરી શકે છે.

( નેપથ્યમાં. )

અધર્મી જુઠો છે સંસાર, કૃતઘ્ની પ્રાણીના પોબાર;
સજ્જન સાચા સુજ્ઞ દયાળ, તે તો પામે કષ્ટ અપાર—અધર્મી.

**ચંદ્રશેખર**—માતાજી, નિરાશાની પરિસીમાએ પહોંચેલો કોઈ વૃદ્ધ પુરુષ અવનીના અમૃતમય વ્યવહારને મુક્ત કણ્ઠે ધિક્કારતો આ તરફ આવે છે.

**શૂરસિંહ**—મહારાણી, ચાલો આપણે જરા કોરાણે ઉભા રહી તેની ચેષ્ટાનું નિરીક્ષણ કરીએ.

( શેઠ સુન્દરદાસ પ્રવેશ કરે છે. )

**ગાયન ૧૦ મું.**

અધર્મી જુઠો છે સંસાર, કૃતઘ્ની પ્રાણીના પોબાર;
સજ્જન સાચા સુજ્ઞ દયાળ, તે તો પામે કષ્ટ અપાર—અધર્મી.
સારા પ્રત્યે નરસું કરવું, દુનિયાનો એ ન્યાય;
દૂધ પાઈને પોષણ આપે, તેજ છેદવી ગાય;
દુષ્ટનો તાજો છે વેપાર, હિતૈષી વૃદ્ધ તણો અપકાર—અધર્મી.

શિરીષકુસુમસમ કુમળી મારી, **સરલા** શીલભંડાર;
વજ્રપાત શું તેના ઉપર, ભીષણ જુલ્મ અપાર;
પ્રકટે હૈયે ક્રોધની જ્વાળ, ચિતા સળગે તનુ મોઝાર—**અધર્મી.**

ખરેખર, દુનિયા દગાખોર છે. આ પ્રપંચમય પૃથ્વીમાં સત્ય, ધર્મ, દયા, કરુણા, ન્યાય, નીતિનું નામ કે નિશાન નથી. જુઠા લબાડ દુષ્ટ દાનવો મોજ કરે છે અને સાચાને માથે આફતનાં ઝાડ ઉગે છે. શશિગુપ્ત, હરામી શશિગુપ્ત, તેં તો હદ કરી. જેણે તારૂં જતન કરી જીવાડયો તેની જ દુર્દશા તેં સ્વહસ્તે કરી. યાદ રાખ કે જગતની નશ્વર સમૃદ્ધિ પાણીના પરપોટા પેઠે પળમાં ફુટી જશે અને માઠી હાલતમાં તારી કાળી કરણી હૃદયસ્થિતશલ્ય માફક તને પુરેપુરી સાલશે. શિવ, શિવ, શું કરું ? મારી પોતાની તો હવે પાકી ઉમર થઈ છે. મારે પોતાને માટે સુખદુઃખની લેશ પરવા નથી પણ હાય, બેટા, સરલા, મારા શરીરની કુમળી કળી, મારા અંતરને આરામ આપનારી રુચિર રમણીય લતા, શક્ષસી કુટિલ શશિગુપ્તે તારી જે દુર્દશા કરી છે તેનું વૈર લેવા મારૂં મન આતુર છે. પણ વૈર કોના ઉપર ? જેના સારા કે માઠા જીવન ઉપર મારી દુહિતા સરલાના સૌભાગ્યનો આધાર છે તેના ઉપર વૈર ? ના, ના, મારા હાથે એવું બની શકે નહીં. બસ આટલું થાય તો સંતોષ માનું.

યદા બુદ્ધિ જમાઈની ઉચિત શિક્ષા વડે વાળું;
સરલ સદ્ધર્મના પંથે, હૃદયશાન્તિ તદા ભાળું.

**કલાવતી**—શૂરસિંહ, આ વૃદ્ધ પુરુષ બીજા કોઈ નહીં પણ આપણી મશકવતીના નગરશેઠ સુંદરદાસ છે. તેમના ઉપર પણ મુસીબત આવી પડી છે. ચાલો, આપણે તેમનું સાન્ત્વન કરીએ.

**શૂરસિંહ**—( સુંદરદાસ પાસે જઈ ) શેઠ સુંદરદાસ, ઉદ્વેગ કરો નહીં. મશકવતીનાં રાણી કલાવતી અને કુમાર ચંદ્રશેખર તમારૂં કષ્ટ કાપવા સમર્થ છે.

**સુંદરદાસ**—પૂજ્ય મહારાણી, દૈવની બલીહારી છે. મારી માફક તમારે અને કુંવર ચંદ્રશેખરને પણ જંગલમાં ભટકવાનો પ્રસંગ આવી પડયો છે.

**કલાવતી**—શેઠ સુંદરદાસ, ચઢતી પડતી એ કુદરતનો નિયમ છે. દડી જેટલા વેગથી ઊંચે ચઢી હોય છે તેટલા જ વેગથી નીચે પડે છે. તેમાં ઓછું લાવવાનું જરાએ કારણ નથી, અમારી આવી પરિસ્થિતિમાં પણ અમારી પ્રજાના મુખ્ય નાગરિકની ઉપાધિ દૂર કરવા પ્રયત્ન કરીશું. તમારી બીના સવિસ્તર રજુ કરો એટલે તમારૂં શ્રેય કરવાના ઉપાયો યોજી શકાય.

**સુંદરદાસ**—કમનસીબની વાત છે કે મારા જમાઈ શશિગુપ્ત સિકન્દરની પ્રીતિ સમ્પાદન કરવા માટે આપણી ભૂમિના દુશ્મન થયા છે, ધરણીદ્રોહના પારિતોષિક તરીકે તેમને મશકવતીના ક્ષત્રપની પદવી સિકન્દરે અર્પણ કરી છે. આવી ઉપરથી ઉન્નત પણ ખરી રીતે અધમ સ્થિતિ મેળવવાથી તેમનું અભિમાન એટલે સુધી વધી ગયું છે કે તેમણે મારી પુત્રી સાથેનું લગ્ન ઈન્કાર કર્યું છે, અને મને પણ મશકવતીની હદ બહાર હાંકી કાઢવાનું સાહસ કર્યું છે. મારી કુમળી બાળા સરલા મશકવતીમાં પ્રભુને શરણે છે અને અરણ્યવાસની વિકટ વેદના મારા કપાળે ચોંટી છે.

**શૂરસિંહ**—સુંદરદાસ, નિશ્ચિન્ત રહો. તમને મદદ કરવાની વિના વિલમ્બે વ્યવસ્થા થશે. વિતસ્તા નદીની પૂર્વમાં ક્ષત્રિય શિરોમણિ મહાવીર પરાક્રમી પૌરવનું શાસન છે, તેથી આપણે સઘળા પૌરવ પાસે જઈએ અને સાહાય્ય માટે વિજ્ઞપ્તિ કરીએ.

**કલાવતી**—વિતસ્તાની પૂર્વે પૌરવ પાસે ગયા પહેલાં વિતસ્તાની પશ્ચિમમાં આવેલા તક્ષશિલા શહેરમાં જવા મારો વિચાર છે. તક્ષશિલાના રાજાની ભગિની ઈલાકુમારી મારી સગી ભાણી છે. સિકન્દરને આગળ વધતો અટકાવવા તક્ષશિલા તરફથી શા પ્રયત્નો થાય છે તેની માહીતી ઈલાકુમારી પાસેથી મળી શકશે. તમે બધા સાથે હશો તો પુરો ખુલાસો થશે નહીં. તેથી તક્ષશિલાને રસ્તે વિતસ્તા તરફ આવું છું અને તમે બધા સીધે રસ્તે જાઓ.

**શૂરસિંહ**—બહુ સારૂ, તક્ષશિલા તરફનો માર્ગ જ્યાં વિતસ્તા નદીને મળે છે ત્યાં તમારે માટે હોડીનો બંદોબસ્ત કરવામાં આવશે. ( પોતાને હાથેથી વીંટી કાઢી ) આ વીંટી હોડીવાળાને અ-

તાવશો એટલે તમે વિતસ્તાની પેલી બાજુએ સ્હેલાઈથી જઈ શકશો. ચંદ્રશેખરને હું પ્રાણ પેઠે જાળવીશ. શેઠજી સુંદરદાસ પણ મારી સાથે આવશે. ઈશ્વર તમારૂં કાર્ય સફલ કરો.

( શૂરસિંહ, સુંદરદાસ અને ચંદ્રશેખર જાય છે. )

**કલાવતી**—( વીંટી જોઈ ) આવી વીંટીની શી શક્તિ કે તેને હાડીવાળો માન આપશે ? ( બારીકાઈથી તપાસી ) આ વીંટી ઉપર પૌરવ એવા શબ્દો સ્પષ્ટ દેખાય છે. પૌરવની વીંટી શૂરસિંહ પાસે ક્યાંથી ? શું શૂરસિંહનો પૌરવ સાથે એટલો ગાઢ સમ્બન્ધ છે કે પોતાના જ નામવાળી વીંટી પૌરવે તેને આપી હોય ? મારૂં મન સંશયગ્રસ્ત થાય છે. પણ નકામો વિચાર કરવાની શી જરૂર છે ? ખરેખર, શૂરસિંહ અજબ માણસ છે. તેનું અન્તઃકરણ નિખાલસ છે. પરમાત્માની તેના ઉપર પૂર્ણ મહેર છે. હવે હું ઈલાકુમારી પાસે જાઉં, તેના હૃદયનો અભિપ્રાય જાણી લઉં અને જલદી શૂરસિંહના ભેગી થાઉં. ( જાય છે. )



## પ્રવેશ ૫ મો.

**સ્થળ**—તક્ષશિલામાં રાજકીય ઉદ્યાન.

( પોતાની સાહેલીઓ સાથે ઈલાકુમારી પ્રવેશ કરે છે. )

### ગાયન ૧૧ મું.

**ઈલાકુમારી અને સાહેલીઓ**—

સહુ સજની ટોળે મળી આજ (૨)
જય ભરતભૂમિનો ગજાવીએ
ધરી માનું હૃદયમાં ધ્યાન (૨)
ઘનતિમિર માનસ હઠાવીએ—જય.
ક્ષણભંગુર કાયાતણા, મોહે ભુલી ભાન,
વસુન્ધરા સેવા તજે તે નર છે નાદાન,
કોરી અન્તરમાં શુદ્ધ દેશ દાઝ (૨)
જીવન કૃતાર્થ બનાવીએ—જય.

રૂપ યૌવન ધન એ બધું નાશવંત તમામ,
અંતે ધરણી માતની ભક્તિ આવે કામ,
રણયજ્ઞમાં ભસ્મ નિજ કાય (૨)
કરી અમર પદવી શોભાવીએ—જય.
જેના ઉરે પ્રકટી છે, ધરાભક્તિની જ્યોત,
વહે છે રોમેરોમમાં સ્વતન્ત્રતાનો સ્રોત,
તેવા સમર કેસરીના પાય (૨)
ચુમી હૈયું વિશુદ્ધ નિપજાવીએ—જય.
નિદ્રા આળસ ના નડે, ખાવાનું નહીં ભાન,
જપીએ ધરણી મોક્ષનો, મન્ત્ર થઈ એકતાન,
નથી બીજો હૃદયમાં વિચાર (૨)
માનું ગૌરવ અખણ્ડિત રાખીએ—જય.
અનસૂયા વળી દ્રૌપદી શકુન્તલા પતિપ્રાણ,
સાવિત્રી અને જાનકી સતીઓ સત્ય નિધાન;
જેના ધૈર્યે ભારતનું સન્માન (૨)
વધ્યું વિશ્વે તેના ગુણ ગાઈએ—જય.
અબલાપણું છોડી બધી ભારતવર્ષની નાર,
પ્રબલા બનશું હાથમાં સજી તીક્ષ્ણ હથિયાર,
આર્યપ્રજા પર ચઢાઈ કરનાર (૨)
અભિમાનીને પાછો હઠાવીએ—જય.

**૧ લી સખી**—બ્હેન, ઈલાકુમારી, તમારી ઇચ્છાનુસાર અમે ભારત માતાનું વિજય ગીત ગાયું તોપણ તમારી ઉદાસી શા સારૂ ઓછી થતી નથી?

**૨ જી સખી**—બ્હેન, તમારે શી કમીના છે? તક્ષશિલાની રાજભગિનીને ચિન્તાનું કારણ શું હોઈ શકે?

**ઈલાકુમારી**—બ્હેનો, ખરૂંખોટું, સારૂંનરસું કે ગમે તેવું વર્તન ચલાવી જેઓ પોતાનો ક્ષુદ્ર સ્વાર્થ સાચવવા ઉત્સુક હોય તેમની વાત જુદી છે. તેવા પેટભરા પિશાચો ભલે માયિક મજામાં મોજ માણે પણ જેમણે ગમે તેટલું કષ્ટ સહન કરી સ્વધર્મના રસ્તે

વહન કરવાનો નિશ્ચય કર્યો છે તેમને માટે આધુનિક પ્રસંગ ઘણો દુઃખદાઈ છે. એક આર્યનૃપતિનો વિદેશીને હાથે રાજ્યાભિષેક! એક આર્યભૂપતિ સ્વહસ્તે પોતાની માતાનો દ્રોહી! શિવ, શિવ, આ બધું શા માટે? ફક્ત વિના પરિશ્રમે ઐહિક સુખ સંપત્તિ જાળવવા માટે અને સોને મઢેલા કાઠ માફક ક્ષુદ્ર જીવન ટકાવી રાખવા માટે. શું આવી કરણી મારા ભાઈને હાથે થનાર છે? આવા કલંકી ભાઈની બ્હેન ગણાવા કરતાં મરવું સારૂં.

**૧ લી સખી**—વખત વિચારી લેવામાં તમારા ભાઈએ શી ભૂલ કરી છે,

**૨ જી સખી—મ**શકવતીનો રાજા સફાઈ કરવા ગયો તેનું પરિણામ સાંભળ્યું ને? પોતાના સૈન્ય સાથે કપાઈ મુઓ અને તમારાં માશી કુલાવતી અને ભાઈ **ચંદ્રશેખરને** માથે જંગલમાં ભટકવાનું દોહ્યલું સંકટ આવી પડયું.

**ઈલાકુમારી**—મનસ્વી મનુષ્યો માટે પારકાના દાસ તરીકે મ્હેલમાં રહેવા અને મિષ્ટાન્ન જમવા કરતાં રાનમાં ભટકવું અને ભૂખે ટળવળવું એ હજાર દરજ્જે અત્યુત્તમ છે. ધન્ય છે, મહારાજ **અ**શ્વકેશને કે જેમણે યુદ્ધના મેદાનમાં પોતાના દેહનું બલિદાન આપ્યું. વળી મારાં માશી કુલાવતીએ પણ છેવટ સુધી દુશ્મનને હંફાવ્યો. એજ ખરૂં જીવન અને બીજું બાકીનું જીવન્મરણ. ધન્ય છે, વીરાંગના કુલાવતીને હજારો વાર ધન્ય છે.

**કુલાવતી**—(પ્રવેશ કરી) ઈલાકુમારી, યત્કિંચિત્ જુજ જનનીભક્તિ પ્રદર્શિત કરી તેનો ધન્યવાદ પોતાની ભાણીના મુખે સાંભળનાર ભાગ્યશાળી કુલાવતીના આશીર્વાદ સ્વીકારો.

**ઈલાકુમારી**—ધન્ય છે, માશી કુલાવતી, તમને અસંખ્ય વાર ધન્ય છે. નામ સંભારતાં વાર આપની પધરામણી થઈ. ધર્મયુદ્ધમાં તમે નામના કરી. ધન્ય દિવસ આજનો કે તમારા પવિત્ર દર્શનનો લાભ મળ્યો.

**કુલાવતી**—ઈલાકુમારી, તારા બહાદુર માસાએ રણસંગ્રામમાં સામે ઘાએ લડતાં વીરભૂમિમાં પ્રયાણ કર્યું છે. તેમના સ્વર્ગવાસથી

મારૂં સૌભાગ્ય નષ્ટ થયું છે. તોપણ તેમની આજ્ઞાનુસાર તેમનું વૈર લેવાનું પરમભાગ્ય મને પ્રાપ્ત થયું છે.

**ઈલાકુમારી**—ધર્મકાર્યમાં પ્રાણ પરિત્યાગ કરનાર ખરી રીતે જીવતા છે પણ જે બાયલા, બીકણ, પામર પ્રાણીઓ કર્તવ્યભ્રષ્ટ થઈ જીવે છે. તેઓ જીવતા છતાં પણ મરેલા બરોબર છે.

**કલાવતી**—ત્યારે મને જણાવશો કે આપણા સમગ્ર દેશના સાધારણ શત્રુ સિકન્દરને તમારી તક્ષશિલા તરફથી કેવા પ્રકારનો પ્રતિરોધ અપાશે ?

**ઈલાકુમારી**—હાય, હાય, માશી કલાવતી, કહેતાં જીભ ઉપડતી નથી. આવી અમંગલ હકીકત જાહેર કરવાનો દુઃખકર પ્રસંગ આવતાં પહેલાં મારો જીવ આ ક્ષુદ્ર કાયાને શા માટે છોડી ન ગયો ? હાય, હાય, માશી, તક્ષશિલા તરફથી તો મોટું આમળા જેવું મીંડુ મુકાશે.

**કલાવતી**—બ્હેન, તમને મદદ કરવા કુદરતે મોટી સિન્ધુ નદી સરજી છે. તેમ છતાં તમારે નિરાશ થવાનું શું પ્રયોજન ?

**ઈલાકુમારી**—બીજું કાંઈ નહીં પણ મારા ભાઈ આન્તિની કાયરતા, દુષ્ટતા અને કુટિલતા.

**કલાવતી**—તારા ભાઈએ શું કર્યું ?

**ઈલાકુમારી**—જાતે જઈ સિકન્દરના પગે પડી તેનું દાસત્વ ગ્રહણ કર્યું.

**કલાવતી**—હાય, આર્યનૃપતિને બીલકુલ ન છાજે તેવું વર્તન ! શિવ, શિવ, હદ વળી ગઈ.

**ઈલાકુમારી**—અરે, એટલેથી બસ નહીં, પણ પોતાનો રાજ્યાભિષેક સિકન્દરના હાથે કરાવનાર છે, અને તે બ્હાને શત્રુને સૈન્ય સહિત તક્ષશિલામાં તેડી લાવનાર છે. ધિઃક્કાર છે, હજારો ધિઃક્કાર છે, લાખો ધિઃક્કાર છે, પાપી પુરુષના અધમ સ્વાર્થને ! ફક્ત પોતાના હિત ખાતર આખા દેશનું અહિત કરનાર મારા ભાઈ આન્તિને કરોડો વાર ધિઃક્કાર છે.

**કલાવતી**—પોતાની સાચી રક્ષણકર્તા સિન્ધુ નદી ઉપર ભારત માતાએ જે વિશ્વાસ રાખ્યો હતો તે સઘળો ધૂળધાણી થઈ ગયો. હવે આપણે શું કરવું ?

**ઈલાકુમારી**—સિન્ધુ અને વિતસ્તા વચ્ચે તો કશું બની શકે તેમ નથી ફક્ત વિતસ્તાની પૂર્વે શાસન કરનાર પરાક્રમી પૌરવ સિવાય બીજો કોઈ સિકન્દરના સામે થઈ શકે તેમ નથી.

**કલાવતી**—અમારા સેનાપતિ શૂરસિંહ જેમણે મશકવતીના મેદાનમાં અસાધારણ રણકૌશલ્ય દર્શાવી સિકન્દરને અંજાવી નાંખ્યો હતો, તે હાલમાં પૌરવ પાસે ગયા છે. તેથી મારે વિના વિલમ્બે તેમની પાસે જવું જોઈએ.

**ઈલાકુમારી**—તમારા સેનાપતિ શૂરસિંહ પૌરવ પાસે ગયા છે. એટલે તમે પણ પૌરવને મળશો. મારા મનમાં પણ એમ થાય છે કે અધમ ભાઈનો સંસર્ગ છોડી પૌરવને મળું અને તે પ્રબલ પરાક્રમી વીરપુરુષના સંગમાં શસ્ત્ર સજી લડાઈમાં સામેલ થાઉં. પણ કુમારીસહજ લજ્જાને લીધે મારૂં હૃદય આંચકો ખાય છે છતાં આશી, મારા અન્તઃકરણના ઊભરા પત્ર મારફત દર્શાવવા વિચાર છે.

**કલાવતી**—બ્હેન, ખુશીથી પત્ર લખો. હું સ્વહસ્તે પૌરવને પ્હોંચાડીશ.

**ઈલાકુમારી**—હાય, હાય, આશી શું લખું ? કલંકિત ભાઈની કલંકિત બ્હેન હું શું લખું ?

### ગાયન ૧૨ મું.

લખું શું પુરૂરાજ દયાળા, વહે નયને ઉદકની ધારા;
વિતસ્તા સિન્ધુ વચ્ચે જે દેશ. તક્ષશિલાનો આન્તિ નરેશ.
સ્વસા તેની હું અભાગી નારી, નામ મારૂં છે ઈલાકુમારી;
હા હા કર્યો ભાઈએ અન્યાય, જેથી હૃદય કુમળું ચીરાય.
સિકન્દરના તેજમાં મોહી, દુષ્ટ ભ્રાત થયા ક્ષિતિદ્રોહી;
ત્યાગી ધરણીરક્ષા પુણ્યકારી, શાહની દાસવૃત્તિ સ્વીકારી.
વિદ્વેષી દળ આગળ વધશે, દુસ્તર સિન્ધુ સુખેથી તરશે;
આર્યધરાનુરાગી છો તમે, લખતાં હિમ્મત ધરીએ અમે.

મહીભક્ત તમે શૌર્યશાલી, ફક્ત આશા છે માને તમારી;
સજ્જ રહેજો વિતસ્તાને તીર, ખાળજો રિપુને રણધીર.
સખ્ત રોકાણ અરિને થાશે, લાજ ભૂમિની તો જળવાશે;
વધુ લખું શું હું અલ્પમતિ, થાય વિટમ્બણા મને અતિ.

**કલાવતી**—ઠીક. બ્હેન, આ પત્ર હું જાતે પૌરવને પહોંચાડીશ. હવે મને રજા આપો.

**ઈલાકુમારી**—સમય બારીક છે એટલે તમારી યોગ્ય આગતા-સ્વાગતા કર્યા વિના રજા આપવી પડે છે. સખીઓ, જાઓ, માશીને માટે ખાનપાનની વ્યવસ્થા કરો અને તેમને વિતસ્તા સુધી જલદી પહોંચાડે એવું વાહન આપો.

**સખીઓ**—જેવી કુમારીની આજ્ઞા.

( કલાવતી અને સખીઓ જાય છે. )

( નેપથ્યમાંથી વિશ્વવિજેતા સિકન્દરને ઘણી ખમા. તક્ષશિલાધિરાજ મહારાજ આન્તિને ઘણી ખમા એવો અવાજ સંભળાય છે.)

**ઈલાકુમારી**—હાય, હાય, સિકન્દર સાથે મારા ભાઈ આવી પહોંચ્યા મને લાગે છે કે રિવાજ મુજબ આ રાજકીય ઉદ્યાનમાં જ રાજ્યાભિષેકની ક્રિયા થશે. હશે, હૃદય કઠણ કરી આ દુઃખદાયક ફારસ જોઉં તો ખરી.

( સિકન્દર, અક્ષયરથી, હીપેસ્ટીઅન, આન્તિ, સિકન્દરનું સૈન્ય અને પુરોહિત પ્રવેશ કરે છે. )

**સિકન્દર**—પુરોહિતજી, રાજ્યાભિષેકનો વિધિ શરૂ કરો.

**પુરોહિત**—જેવી શાહની આજ્ઞા.

आन्ति महाराज । स्वस्ति भवते ।
सर्वनीतिमयो राजा सर्वशक्तियशोनिधिः ।
प्रजासंरक्षणेप्सुभिः सुधीभिरभिषिच्यते ॥

( એ શ્લોક બોલી પુરોહિત તલવાર, રાજદણ્ડ વગેરે, ચિહ્નો આન્તિને આપે છે. )

હવે જેને હાથે રાજ્યાભિષેક થવાનો હોય તેણે રાજમુકુટ પહેરાવવો.

**સિકન્દર**—મહારાજ **આન્તિ**, તમારા સ્નેહથી આકર્ષાઈ હું આ રાજમુકુટ તમારા મસ્તકે મુકું છું. તમારૂં રાજ્યશાસન ચિરકાળ તપો.

**આન્તિ**—મારો રાજ્યાભિષેક આપના મુબારક હાથે કરવા માટે હું આપના ઉપકાર નીચે દબાયો છું. મારૂં તન, મન, ધન અને સૈન્ય તમારી સેવામાં સમર્પણ કરું છું.

**સિકન્દર**—મિત્ર પ્રત્યેની ફરજ ઉપરાંત બીજું વધારે કાંઈ મેં કર્યું નથી.

**પુરોહિત**—હવે અભિષેકનો છેલ્લો વિધિ બાકી રહ્યો છે. મુકુટધારણની ક્રિયા પછી રાજભગિનીને હાથે તિલક થાય ત્યારે જ સઘળો વિધિ પરિપૂર્ણ થાય છે. બ્હેન, ઈલાકુમારી, ભાઈને આ કુંકુમવડે તિલક કરો.

**ઈલાકુમારી**—જે દુષ્ટ ભાઈએ પોતાની પ્રતિષ્ઠાને તિલાંજલિ આપી પોતાની જ ધરણીના દુશ્મનને હાથે મુકુટ પહેર્યો છે તેને તિલક કરી હું મારા પવિત્ર કરને કલંક લગાડીશ નહીં.

**પુરોહિત**—બ્હેન આ શું બોલો છો ? ભાઈનું અપમાન ! અને સાથે સાથે સમ્રાટ્ સિકન્દરશાહનું અપમાન !

**ઈલાકુમારી**—ક્ષાત્ર-ધર્માનુસાર સમરમાં સ્વાગત કરવાને બદલે એક બીકણ કાપુરુષ માફક સિકન્દરના પગે પડનારને મારા હાથે તિલક કદાપિ થશે નહીં.

**પુરોહિત**—બ્હેન, બાળક બુદ્ધિ ન કરો. જે સિકન્દરનો પ્રસાદ રંકને રાય બનાવે છે, અને જેનો રોષ મોટી મોટી સલ્તનતોને પણ બાળી ભસ્મ કરે છે, તેના વિષે અણઘટતું ભાષણ ? બ્હેન, તમારી સાનશુદ્ધિ ઠેકાણે છે ને ?

**ઈલાકુમારી**—હું મારી સંપૂર્ણ હોંશિયારીથી છાતી ઠોકી કહું છું કે મારો ભાઈ **આન્તિ** ધરણી માતાનો દ્રોહી છે, તેથી મારા શરીરના ટુકડેટુકડા કરવામાં આવશે તોપણ મારા હાથે તિલક નહીં થાય.

**સિકન્દર**—( સ્વગત ) આ જગતમાં કોઈનો ઉંચો સ્વર મેં સાંભળ્યો નથી. પણ આ સુકુમાર સુન્દરી મારૂં છચોક અપમાન કરે છે તોપણ મને કયેમ્ મધુર લાગે છે ? હમણાં ચિત્ત ઉપર કબજો રાખી દમ દેવો જોઈએ. ( પ્રત્યક્ષ ) આન્તિ, તારી બ્હેનને બાળક જાણી મેં મારૂં મન અત્યાર સુધી દબાવી રાખ્યું છે. પણ હવે તો હદ થઈ છે. છોકરી, નાના મ્હોંડે સિકન્દરનું અપમાન કરે છે ? જરી શાન્ત મગજે વિચાર કર, નહીં તો, પરિણામ ભયંકર આવશે.

**ઈલાકુમારી**—સિકન્દર, તારી શક્તિ મારા દેહ પર ચાલશે. તું ગુસ્સે થઈ મારા શરીરને કનડશે પણ મારા અજર, અમર, અભેદ્ય, અચ્છેદ્ય આત્મા ઉપર તારૂં લગારે જોર નહીં ચાલે. મને કેદ કરીશ તો સુખેથી કારાગૃહનિવાસ કરીશ. શિરશ્છેદ કરીશ તો સુખેથી મારૂં માથું આપીશ. પણ યાદ રાખ કે તારા તેજમાં અંજાઈ મારા હૃદયસ્થિત પરમાત્માની ઇચ્છા વિરુદ્ધ મારા હાથે કલંકમય કૃત્ય કદાપિ કરીશ નહીં.

**આન્તિ**—બ્હેન, દેવપુત્ર સિકન્દરને મેં મહામહેનતે પ્રસન્ન કર્યા પણ તું મૂર્ખાઈ કરી કાંઠે આવેલું વહાણ ડુબાડે છે.

**ઈલાકુમારી**—દુષ્ટ આન્તિ, શું તું મને બ્હેન કહે છે ? તું સિકન્દરનો સેવક થયો ત્યારથી હું તારી બ્હેન નહીં અને તું મારો ભાઈ નહીં. દેશહિત આગળ ભાઈબ્હેનના ક્ષુદ્ર સંબંધ તુટી જાય છે.

**આન્તિ**—સિકન્દરના કોપાગ્નિથી તારૂં રક્ષણ કોઈ નહીં કરી શકે.

**ઈલાકુમારી**—મારૂં રક્ષણ કરનાર હજાર હાથવાળા દેવ છે.

**આન્તિ**—દેવ તો ક્ષીર સાગરમાં સુતા છે પણ આ દુનિયાના ખરા જીવતા જાગતા દેવ સમ્રાટ્ સિકન્દરશાહ છે.

**ઈલાકુમારી**—સિકન્દર દેવ નહીં પણ દુનિયાનું નાહક રક્ત રેડાવનાર ખુની યમરાજ છે.

**આન્તિ**—ભાવ તેવી ભક્તિ. દેવ તરીકે પૂજે તેને માટે સિકન્દર દેવ છે અને ઉન્મત્ત બની સામો થાય તેને માટે સિકન્દર કૃતાન્ત કાળ છે. અશ્વકો અજ્ઞાન પતંગિયાં માફક જેને હાથે બળી મુઆ તેજ

સિકન્દર નિર્માની આચરણથી મારા ખરા હિતૈષી સ્નેહી થયા.

**ઈલાકુમારી**--તું ભલે તારા સ્નેહીને આશરે સુખી થા અને તેવું નીચ સુખ ભલે તને જ મુબારક રહે.

**સિકન્દર**--આન્તિ, વધુ રકઝક ન કરો. આ બાલિકાનું મગજ ફરી ગયું છે. તેની સાથે શાન્તિથી કામ લેવું અશક્ય છે. નાદાન છોકરી, તારા ભાઈને તિલક કરે છે કે નહીં ?

**ઈલાકુમારી**--ના, ના, ના, એકવાર નહીં, હજાર વાર નહીં, લાખ વાર નહીં.

**સિકન્દર**--હવે, હું જોઈ લઉં છું કે મારા રોષાનલ આગળ તારો કયો દેવ બચાવ કરે છે ?

**ઈલાકુમારી**--દેવ જાતે નહીં. પણ તારી તામસી મહત્ત્વાકાંક્ષાનો ભોગ થયેલી આ પુણ્યપવિત્ર ભારતભૂમિનું સંરક્ષણ કરવા જીવલોકમાં પ્રગટ થયેલા દેવાંશી ક્ષત્રિય શિરોમણિ મહાવીર પ્રબલ પરાક્રમી લવકોટાધીશ પૌરવ મારો બચાવ કરશે.

**આન્તિ**—જોઈએ છીએ પૌરવ તને કેટલી મદદ કરે છે ? સિકન્દરશાહ, વિતસ્તાની પૂર્વે પૌરવનું રાજ્ય છે. મારૂં અને તમારૂં સંયુક્ત લશ્કર લઈ વિતસ્તા ઓલંઘીએ અને પૌરવને કચરી નાંખીએ. જે પૌરવનું નામ લઈ આ બાલિકાએ પોતાના કુમારી જીવનને લાંછન લગાડયું છે તેજ પૌરવના દેખતાં તેનો શિરશ્છેદ કરીએ. તેટલો સમય વિતસ્તાના કાંઠે મારા ભયંકર કારાગૃહમાં તેને પુરી રાખવાનો હુકમ થવો જોઈએ.

**સિકન્દર**--બહુ સારૂ, આન્તિ. જેવી તમારી મરજી. સૈનિકો, પકડો, આ નાદાન છોકરીને લોઢાની બેડી નાંખો.

( સૈનિકો ઈલાકુમારીને કેદ કરે છે. ]

**તાબ્લો.**

**પ્રથમ અંક સમાપ્ત.**

# અંક બીજો.

## પ્રવેશ ૧ લો.

**સ્થળ**—પૌરવની છાવણી.

( પૌરવના સૈનિકો પ્રવેશ કરે છે. )

**સૈનિકો**— **ગાયન ૧૩ મું.**

ધન્ય છે ક્ષાત્રજીવનને ધન્ય,
ક્ષત્રિયપર પ્રભુ પ્રસન્ન—ધન્ય.
ક્ષાત્રધર્મ જે ભુલે પ્રજા તેનું થાયે છે નિધન,
માન પ્રતિષ્ઠાનું બાહુબલ પર છે અવલમ્બન;
નિર્વાણનું રણ સાધન—ધન્ય.
ભલે પધારે આર્યભૂમિમાં માની ગ્રીક રાજન્,
તીક્ષ્ણ શસ્ત્રથી કરશું તેનું વીરોચિત પૂજન;
પ્રતિરોધ થશે ભીષણ—ધન્ય.

( શૂરસિંહ, શેઠ સુંદરદાસ અને કુમાર ચંદ્રશેખર પ્રવેશ કરે છે. )

**શૂરસિંહ**—શેઠ સુંદરદાસ, આપના મશકવતી નગર ઉપર જે આફત આવી પડી છે તેને લીધે લવકોટાધીશ મહારાજ પૌરવ અત્યંત દીલગીર થયા છે.

**સુંદરદાસ**—આધુનિક સંકટ જેના સપાટામાં મશકવતી સપડાયું છે તે ખરી રીતે સર્વ સાધારણ પ્રલયનું પ્રથમ ચિહ્ન છે.

**શૂરસિંહ**—મહારાજ પૌરવ સારી રીતે સમજે છે કે સિકન્દર-સૈન્યસાગરનાં મોજાં મશકવતી સાથે અથડાયા બાદ સિન્ધુ નદી તરફ આગળ વધશે. પણ જેના શિરે ભારતસંરક્ષણનો ભારે બોજો છે તે મહાન્ સિન્ધુને પસાર કરતાં શત્રુને લાંબો સમય લાગશે.

**સુંદરદાસ**—સમય લાગશે એવી ગણત્રીના આધારે ઉદાસીનતાનો આશ્રય કરવો તે સ્વહસ્તે પોતાનો જ વિનાશ કરવા બરોબર છે.

**શૂરસિંહ**—શેઠ, તે બાબત નિશ્ચિન્ત રહો. મહારાજ **પૌરવનું** સૈન્ય ગમે તે ક્ષણે યુદ્ધ કરવા તૈયાર છે, તથાપિ **સિકન્દરે** આપના જમાઈ **શશિગુપ્તને મશકવતીના** ક્ષત્રપ તરીકે નિયત કર્યો છે એટલે નિશ્ચિન્ત થઈ **સિકન્દર** વિનાવિલમ્બે આગળ વધશે. તે અરસાનો લાભ લઈ આપણે **મશકવતી** પાછું જીતી લેવું જોઈએ.

**સુંદરદાસ**—યોજના ઘણી સારી છે.

**શૂરસિંહ**—જો કે મહારાજ **પૌરવના** શિરે ભયંકર વિપત્તિવાદળ ઝઝુમી રહેલું છે, તોપણ તેમણે પોતાના સૈન્યનો ચુનન્દો ભાગ આપને સ્વાધીન કરવા નિશ્ચય કર્યો છે. શૂરવીર સૈનિકો, શેઠની સાથે પ્રયાણ કરો અને **મશકવતીને** મુક્ત કરો.

**સૈનિકો**—જેવી મહારાજની આજ્ઞા.

**સુન્દરદાસ**—ધન્ય છે, પરોપકારી મહાવીર **પૌરવને**.

**ચંદ્રશેખર**—મહારાજ **પોરવનો** ઉપકાર અમારા હૃદયમાં સર્વદા કોરાઈ રહેશે.

**શૂરસિંહ**—એક ક્ષણ પણ નકામી ગુમાવશો નહીં, અને અપરિચિત રસ્તાનો આશ્રય લઈ શત્રુ ન જાણે તેવી રીતે **મશકવતી** ઉપર ઓચિન્તો હુમલો કરજો. પરમાત્મા તમને વિજય આપો.

**ચંદ્રશેખર**—બનતી તાકીદે અમારાથી કાર્ય કરી શકાશે એ મહારાજ **પૌરવનો** પ્રતાપ છે.

( **સુંદરદાસ** અને **ચંદ્રશેખર** સૈનિકો સાથે જાય છે. )

**શૂરસિંહ**—હવે **સિકન્દર** ભલે આગળ વધે. **મશકવતી** જીતાશે એટલે તેને માટે પાછા જવાનો માર્ગ સદન્તર રોકાઈ જશે. **સિન્ધુ** અને **વિતસ્તા** વચ્ચે **તક્ષશિલાનો** અધિપતિ તેની સામે ટક્કર ઝીલશે, તેટલામાં **વિતસ્તા** ઓલંઘી અમે તેના ઉપર તુટી પડીશું. **સિકન્દર** ભારતમૃગેન્દ્રને છંછેડવાનો કટુ પરિપાક સારી રીતે અનુભવશે. મહારાણી **કુલાવતી તક્ષશિલાથી** આવે એટલી વાર, તેજ વીરાંગનાની ઇચ્છાનુસાર ભવિષ્યની કાર્યપ્રણાલી હું નિયત કરનાર.

( **પૌરવનો** સૈનિક **કુલાવતી** સાથે પ્રવેશ કરે છે. )

**સૈનિક**—મહારાજ, આપની આજ્ઞાનુસાર **વિતસ્તાને** કિનારે આપની મુદ્રાંકિત વીંટી લાવનાર આ બાઈને આપની સમક્ષ સુખ રૂપ લાવ્યા છીએ.

**કલાવતી**—( સ્વગત ) આ સૈનિક **શૂરસિંહને** મહારાજ **પદવડે** સંબોધે છે તેનું શું કારણ ? કાંઈ ફીકર નહીં, થોડા સમયમાં ભેદ ખુલ્લો થશે.

**શૂરસિંહ**—તમારા પરિશ્રમ માટે આ પારિતોષિક લ્યો. ( સૈનિકને પાંચ સોના મહોર આપે છે. ) તમે થાક્યા હશો. તેથી જાઓ. સુખેથી આરામ કરો. ( સૈનિક જાય છે. )

**શૂરસિંહ**—મહારાણી **કલાવતી**, **તક્ષશિલાથી** શા સમાચાર લાવ્યાં છો ?

**કલાવતી**—સમાચાર ઘણા માઠા છે. કહેતાં જીભ ઉપડતી નથી.

**શૂરસિંહ**—મહારાજ **પૌરવને** સારા માઠા સમાચારનો હર્ષ-શોક જરાકે નથી.

**કલાવતી**—ભયંકર જનનીદ્રોહ ! **તક્ષશિલાધિપતિ આન્તિ** જાતે **સિકન્દરને** પોતાની રાજધાનીમાં તેડી લાવ્યો અને તેના હાથે રાજ-મુકુટ પહેરી તેનો દાસ થયો.

**શૂરસિંહ**—ધિઃક્કાર છે નરાધમ **આન્તિને**. સમુદ્રે માઝા મુકી. દૂધ શ્યામ થયું. સાકર કડવી થઈ. પોતાનો જ પુત્ર માતાનો વૈરી થયો. ચિન્તા નહીં. મહારાજ **પૌરવ** સર્વદા કટિબદ્ધ છે. કૃતઘ્ન **આન્તિ** અને **સિકન્દરના** સંયુક્ત બળનો મહાપ્રાણ **પૌરવ** ભારત-માતાનો સાચો સન્તાન પળમાં પ્રલય કરશે.

**કલાવતી**—બહાદુર **શૂરસિંહ**, અતિશ્યામ વાદળથી ઘેરાયેલા **તક્ષશિલાના** રાજભવનમાં એક શ્વેત તેજસ્વી વિદ્યુત્ ચળકે છે પણ હાય ! દુષ્ટોના હાથે તેની કેવી દુર્દશા ?

**શૂરસિંહ**—મહારાણી **કલાવતી**, કોણ છે તે મલિન શેવાળમાં સંતાએલી કુમુદિની ?

**કલાવતી**—**આન્તિની** ભગિની વીરબાળા ઈલાકુમારી, **જેણે** તે નરપશુ નરાધમના પગલા વિરુદ્ધ પોકાર ઉઠાવી માતૃભૂમિનું ઋણ ફિટાડયું છે.

**શૂરસિંહ**—જે ભારતભૂમિમાં આવી ભૂમિભક્ત ભામાઓનો ભંડાર છે, તેનો હંમેશાં જયજયકાર છે.

**કલાવતી**--ઈલાકુમારીએ આ પત્ર મહારાજ **પૌરવ**ના કરકમલમાં અર્પણ કરવા મને વિજ્ઞપ્તિ કરી છે.

**શૂરસિંહ**—લાવો, લાવો, તે વીરનારીનો પત્ર, જેને વાંચી કૃતાર્થ થાઉં.

**કલાવતી—શૂર**સિંહ, તે પત્ર તમને અપાય નહીં. મહારાજ **પૌ**રવને હાથોહાથ આપવાનો છે.

**પૌરવ**—કલાવતી, **શૂર**સિંહ અને **પૌ**રવ એક જ છે. ભારત-ભૂમિના દ્વાર આગળ **સિ**કન્દરને હાથ દેખાડવાના ઉદ્દેશથી હું આ-પનો સેનાપતિ થયો હતો, તે કામ પુરૂં થયે હવે હું **શૂર**સિંહ નથી પણ પૌરવ છું. શૂર ક્ષત્રિયા ઈલાકુમારીનો પત્ર લાવો.

**કલાવતી**—(સ્વગત) શું મહારાજ **પૌ**રવ અમારા સેનાપતિ થયા હતા? (પ્રત્યક્ષ) મહારાજ, આપ **મ**શાકવતીમાં હતા તે વખતે અમારો અપરાધ થયો હોય તો તે ક્ષમા કરજો.

**પૌરવ**—કાર્ય પરત્વે નાના મોટા વેષ ભજવવા પડે છે. **સિકન્દર** સામે લડવાની તમારી મારફત મને અનુકૂલતા મળી તેને માટે હું તમારો ઉપકાર માનું છું.

**કલાવતી**—મહારાજ, લ્યો આ ઈલાકુમારીનો પત્ર. સુખેથી વાચો.

**પૌરવ**—(પત્ર વાંચી) ધન્ય છે, ઈલાકુમારી, ધન્ય છે. તું ભા-રતમાતાની સાચી અલંકૃતિ છે. જે શૌર્યોદ્ગાર આ પત્ર મારફત ત્હેં કાઢયા છે, તે તારી ઉચ્ચ અભિલાષાઓનું શુદ્ધ પ્રતિબિમ્બ છે. ભલે લાલચુ પુરુષો લોભમાં લપટાઈ સ્વધર્મ ભુલે, પણ જ્યાં સુધી તારા જેવી નિઃસ્વાર્થ લલનાઓ વિદ્યમાન છે અને જ્યાં સુધી તેવી તેજસ્વી વીરભામાઓ નિર્ભય બની સ્વાધીનતાની સેવા કરે છે, ત્યાં સુધી આપણી ધરાજનનીની અધોગતિ કરવાની તાકાદ કોઈનામાં નથી.

**કલાવતી**—મહારાજ, પુરુષપશુ **આન્તિ**એ ઈલાકુમારીના દેશ-ભક્તિપૂર્ણ મધુર સુભાષિતથી ચીડાઈ તે બિચારીને કારાગૃહવાસી બનાવી છે.

**પૌરવ**—જલદી જાઉં, તોડું કારાગૃહ અને મુક્ત કરું ધરાપ્રેમી પ્રમદા ઈલાકુમારી. કલાવતી, ક્યાં છે તે બન્ધનાગાર, જ્યાં પુરાયો છે સમસ્ત ત્રિભુવનનો સાર ?

**કલાવતી**—વિતસ્તાના કિનારા ઉપર.

**પૌરવ**—મહારાણી કલાવતી, મારી ગેરહાજરી દરમ્યાન હું તમને મારા સમસ્ત સૈન્યનાં ઉપરિ નીમું છું. બસ, હવે, હું તો,

ભલે વજ્રબદ્ધ ભય કરનારૂં,
અતિદુર્ગમ બન્ધન સ્થળ કાળું;
યમરાજ તણું વળી રખવાળું,
તોપણ વીરલલના ઉગારૂં.

**કલાવતી**—સુખે પધારો, મહારાજ પૌરવ, ઈશકૃપાએ ફત્તેહ કરો.

**પૌરવ**— **ગાયન ૧૪ મું.**

જાઉં જલદી વિઘ્ન વિદારી, મુક્ત કરું ઈલાકુમારી—જાઉં.
દૈવગતિ વિપરીત થઈ, શું ફસાઈ સંકટમાં બાળા;
કેદ થઈ અપરાધ વિના, હા ઊઠે છે હૃદયે લ્હાળા,
ભરતદેશનું ભૂષણ ભામા, દુષ્ટ દમે છે હત્યારા;
કૃતાન્ત નગરી જાવા માટે, ચલવે છે પાપી ચાળા,
જ્યાં સુધી હું જીવનધારી, નહીં થાશે રામા દુઃખીયારી—જાઉં.

( જાય છે. )

---

## પ્રવેશ ૨ જો.

**સ્થળ—મશકવતીમાં શશિગુપ્તનું મકાન.**

( શશિગુપ્ત અને નિશા પ્રવેશ કરે છે. )

**ગાયન ૧૫ મું.**

**શશિગુપ્ત**—આવો, આવો, રસીલી, બનાવો તમે,
ગાઢ આલિંગને દાસને પૂર્ણ કામ;
**નિશા**— જાઓ, જાઓ, તમે ના સતાઓ મને;
છેક જુઠા નમેરા છો નિમકહરામ—આવો.

**શશિગુપ્ત**--અવજ્ઞા ના ઘટે સલુણી આવડી,
પ્રેમદ્રોહ ગણાયે અતિદુષ્ટ કામ;
**નિશા**-- જાણી લીધી સફાઈ તમારી બધી,
રગેરગે જુઠ્ઠાણું દીસે છે તમામ--આવો૦
**શશિગુપ્ત**--યાચું દોષ ક્ષમા પ્રિયે પાદ પડી,
રીસ છોડો મધુરી મીઠી સુખધામ;
**નિશા**— આચરણ તમારાં મલિન દીઠાં,
લાચારીએ કરું છું હવે રામરામ--આવો૦

**શશિગુપ્ત**--વ્હાલી **નિશા**, હદ થઈ. રીસનો પણ છેડો હોવો જોઈએ. તમારા વિના મારે સુનો સંસાર છે. ફક્ત તમે જ મારા હૃદયની સાચી અધિષ્ઠાત્રી દેવી છો.

**નિશા**--એ બધું ઉપર ઉપરનું. જીભ મીઠી અને અન્તઃકરણ કડવું.

**શશિગુપ્ત**--તમે ભૂલ કરો છો. જેવું મારૂં વચન તેવુંજ ચોખ્ખું મારૂં મન છે. કહો તો તમારે માટે પ્રાણ પાથરૂં. તમારે માટે મશકવતીની સમૃદ્ધિ હાજર કરું. તમારા સિવાય મારા ચિત્તમાં કોઈ પણ બીજી ચપલા માટે સ્થાન નથી.

**નિશા**—મારા મુખ આગળ ખોટા બકવાદ કરો નહીં. પહેલાં જુઠ્ઠાણું ચલાવ્યું કે હું કુંવારો છું. પછી પકડાયા ત્યારે કબુલ કર્યું કે **સરલા** તમારી પરિણીત પ્રમદા છે. બસ, હવે, જાઓ, **સરલાને** ચ્હાઓ, મારો નાદ છોડી દ્યો. તેમાં જ તમારી શોભા છે, મને પાછી **સિકન્દરપત્ની રશનાની** નોકરીમાં સુખે દાખલ થવા દ્યો.

**શશિગુપ્ત**—એમ તે બને ? ક્યાં **સરલા** અને ક્યાં **નિશા**. મારે મન **નિશા** કાંચન છે અને **સરલા** કથીર છે. **સરલા** મારા પગનું પગરખું છે પણ તુંજ મારા મસ્તકની શિરોમણિ છે. તારા ઉપર જ મારો સંપૂર્ણ પ્રેમ છે. ગમે તે ઉપાયે તને જ મારી અર્ધાંગના કરી શકું તોજ મારૂં સફલ જીવન છે.

**નિશા**—એક મ્યાનમાં બે તલવાર શી રીતે સમાય ? તમારા અર્ધદગ્ધ દેશમાં એવી ગડબડ થતી હશે પણ અમારા યુરોપીય

દેશમાં આવું અનુચિત વર્તન બની શકે જ નહીં. જ્યાં સુધી તમારી વિવાહિત વધૂ **સરલા** વિદ્યમાન છે ત્યાં સુધી **નિશા** તમારી અર્ધાંગના થઈ શકે જ નહીં.

**શશિગુપ્ત**—શું મારા સુખમાં **સરલા** કાંટા સમાન છે ?

**નિશા**—ખરેખર, જ્યાં સુધી **સરલા** છે ત્યાં સુધી **નિશા** તમારી થાય નહીં. જો **નિશાને** તમારી કરવા ઉત્કટ ઇચ્છા હોય તો **સરલાને** દૂર કરો.

**શશિગુપ્ત**—કેવી રીતે **સરલાને** દૂર કરાય ?

**નિશા**—તમારી ધ્યાનમાં આવે તે ઉપાય લ્યો પણ **સરલાને** દૂર કરો અને પછી વિનાવિલમ્બે **નિશાને** વરો.

**શશિગુપ્ત**—જો **સરલાના** અભાવે **નિશા** મળતી હોય તો **શશિગુપ્ત** ગમે તેવો ભયંકર ઉપાય યોજવા તૈયાર છે. વ્હાલી **નિશા**, બસ હવે બીજું કાંઈ નહીં. પણ ડાબે હાથે **સરલાનું** ખુન અને જમણે હાથે **નિશાનું** પાણિગ્રહણ.

**નિશા**—બહુ જ સારો નિશ્ચય. ડગમગશો નહીં અને કામ પાર પાડશો તો સુખેથી **નિશાને** વરશો.

**શશિગુપ્ત**—હવે વિલમ્બ કરવામાં બીલકુલ માલ નથી. બસ, હાલને હાલ જાઉં. અન્તઃપુરમાં નિરાંતે નિદ્રા લેતી ભામિનીને પહોંચાડું યમદ્વાર અને **નિશાનો** બનું સાચો ભરથાર. ( જાય છે. )

---

## પ્રવેશ ૩ જો.

સ્થળ–જંગલ.

**રશના**—( હાથમાં પત્ર વાંચતી ) આ શું વાંચું છું ? આ તે કાગળ કે મારા કર્મની કારમી કાળોત્રી ? આ તે કાળા અક્ષરો કે મારી ભાગ્યલતાને ભસ્મ કરનાર ભયંકર સંદેશા ? મારા ગભરાટનો પાર નથી, મારી ચિન્તાની પરિસીમા નથી. કાગળ લખનાર કોણ ? તક્ષશિલાનો **આન્તિ** કે મારા સુખનો આત્યન્તિક પ્રલય કરનાર ક્રૂર પિશાચ ? શા માટે એકલા **આન્તિનો** દોષ કાઢું ? વૃક્ષ

બીજમાંથી સડયું છે. મારા પ્રિયતમ સિકન્દરની જ બુદ્ધિ ભ્રષ્ટ થયેલી જણાય છે. અધમ આન્તિ, તું શું લખે છે? મારા અસ્તિત્વની, મારી લાગણીની, મારા મનોરથોની પરવા કર્યા વિના આ શો પ્રપંચ રચે છે? વાંચતાં હૃદય કમ્પે છે, કાયા ધ્રુજે છે. નયનોમાંથી અશ્રુપ્રવાહ વહે છે. તોપણ કઠણ બની વાંચું તો ખરી.

"પૃથ્વી પતિ સમ્રાટ્ સિકન્દર,

મારા જેવા રંકની સ્વસા પ્રત્યે આપના અન્તઃકરણમાં પવિત્ર પ્રેમ ઉદ્ભવ્યો છે, એ બીના જાણી મને ઘણો હર્ષ થયો છે. મારી બ્હેન ઈલાકુમારી આપના પ્રણયની અધિકારિણી થઈ મહીમંડલની મહિષી બનો એવી મારી સંપૂર્ણ સમ્મતિ છે. આ સાથે મારી ભગિની ઉપર અનુમતિદર્શક પત્ર બીડું છું જે વાંચી તે નારી આપનો અવશ્ય સત્કાર કરશે એવી મારી પક્કી ખાત્રી છે. એજ.

લી. દાસાનુદાસ આન્તિ"

બસ, હવે કાંઈ બાકી છે. જ્યારે મારી સાથે પરણવું હતું ત્યારે કૃત્રિમ પ્રેમના ઉભરા કાઢી મને મોહપાશમાં ફસાવી. હવે મારો લગારે વિચાર કર્યા વિના બીજી સુકુમાર કુમારીનો શિકાર કરવા સંચર્યા છે પણ મારૂં નસીબ તો હવે ફરી વળ્યું જ ને? હવે મારા કર્મમાં એક પ્રત્યાદિષ્ટ પ્રમદાની પ્રચુર દુઃખમયી પદવી નિશ્ચિત થઈ. માનિની માટે તો નિજ વલ્લભના હૃદયની અધિષ્ઠાત્રી દેવીનું પદ, કે પરમાત્માના સમીપે શાશ્વત સુખમય પરમમોક્ષનું પદ. કમરની કટાર, નિરાશનો આધાર, મારા વક્ષઃસ્થળમાં વિરાજમાન થા જેથી મારો વિશ્વેશ્વર સમીપે ચિરન્તન નિવાસ થાય. (કટાર કાઢી છાતીમાં પ્રહાર કરવા જાય છે તેવામાં પૌરવ સાધુ વેષે પ્રવેશ કરી તેની પાસેથી કટાર ઝુંટવી લે છે.)

**પૌરવ**—સૌમ્ય સુન્દરી, શા સારૂ તારી કોમલ કાયલતાને છેદવા પ્રેરાય છે? તું કોણ છે? તારે શું દુઃખ છે? નિશ્ચિન્તપણે તારી મનોવ્યથા નિવેદન કર. આ ભગવાંધારી પુરુષ અનાથની ભીડ ભાગવા માટે જ પૃથ્વીમાં પરિભ્રમણ કરે છે.

**રશના**—હું સમ્રાટ્ સિકન્દરની અર્ધાંગના છું. કેટલાક કઠણ

સંયોગોને લીધે મારી આશાવેલડી સંમૂલ છેદાઈ ગઈ છે, એટલે નિરાશ થઈ પરમેશ્વરની પાસે જવા ઉદ્યમ કરું છું.

**પૌરવ**—સાહસ ન કરો. તમારૂં દુઃખ સ્વયંભૂ શંકર દૂર કરશે. દરદનું સ્વરૂપ જણાવો એટલે તેનો પ્રતીકાર કરવા પ્રયત્નશીલ થાઉં.

**રશના**—મારી વેદના વિષમ છે અને મારા જીવતાં તેનો અન્ત આવે તેમ નથી. મારે માટે તો જાતે મરવું અને સ્વર્ગમાં જવું એ સિવાય બીજો ઈલાજ નથી.

**પૌરવ**—મારા પવિત્ર વસ્ત્રનો વિશ્વાસ રાખી તમારી અન્તર વ્યથા જલદી નિવેદન કરો. હું આકાશ પૃથ્વી એક કરી તમારી વિપત્તિ વિના વિલમ્બે દૂર કરીશ.

**રશના**—ઠીક, ત્યારે તમારા જેવા સાધુના આશ્રયે હું મારા કર્મની કથની કહું છું. મારા પતિ સિકન્દર કોઈ અન્ય સ્ત્રીના સૌન્દર્યમાં સપડાયા છે એજ મારા ઉદ્વેગનુ કારણુ છે.

**પૌરવ**—કોણ છે તે સુન્દરી જેને લીધે તારો ગૃહ સંસાર ધૂળ-ધાણી થવા બેઠો છે?

**રશના**—હમણાં જ સિકન્દરના હાથે અભિષિક્ત થયેલા તક્ષ-શિલાનરેશ આન્તિની ભગિની ઈલાંકુમારી.

**પૌરવ**—ત્યારે તો તમે બીલકુલ નિશ્ચિન્ત રહો. આન્તિ સિ-કન્દરના તેજમાં લોભાય પણ પવિત્ર ઈલાકુમારી જેના હૃદયમાં ભારતભૂમિ માટે એકાન્તિક ભક્તિ છે, તે માનિની ભારતમહિલા સિકન્દરનો સંસર્ગ કબુલ કરશે નહીં.

**રશના**—તોપણુ તે બિચારીના ભાઈ આન્તિની સમ્મતિ એટલે બેફીકર બની સત્તાધારી સિકન્દર તે લલનાને બલાત્કારે હાથ કરશે.

**પૌરવ**—ભારતીય મહિલાની તરફ કુદષ્ટિ કરવાની પણ કોઈ-નામાં તાકાદ નથી. સિકન્દર જેવા સેંકડો સેતાનો ભેગા થાય તો પણુ તેઓ આર્યદેશની દઢ નિશ્ચયી મનસ્વિની માનિનીને સત્ય સંકલ્પથી વિમુખ કરવા બીલકુલ અસમર્થ છે.

**રશના**—તથાપિ કારાગૃહમાં લોહશૃંખલા વડે બાંધેલી એક અનાથ બાલિકાનું સિકન્દર આગળ શું જોર ચાલે?

**પૌરવ**—તેની કાંઈ ફીકર નહીં. તમે જલદી બતાવો તેજ અન્ધનાગાર, જ્યાં વિરાજમાન છે આર્યાવર્તનો અપૂર્વ અલંકાર, મારી વજ્રમુષ્ટિથી ચૂર્ણ કરું કેદખાનાનું કઠોર દ્વાર અને મુક્ત કરું તે લલના જે છે નિષ્પાપ પવિત્રતાનો ભંડાર.

**રચના**—ત્યારે તો મારૂં અન્તરશૂલ તરત દૂર થાય અને સાથે સાથે એક જુલમીના હાથમાંથી એક કુમળું ફૂલ છુટું થાય. જાઓ, પરોપકારી વીરપુરુષ, જાઓ, ઉત્તર દિશા તરફ વિતસ્તાના કિનારે ગરીબ બિચારી ઈલાકુમારી બન્ધનગ્રસ્ત થયેલી છે, તેને જલદી સાહાય્ય કરો અને મારી માનસિક વેદના દૂર કરો.

### ગાયન ૧૬ મું.

તમે થાઓ હિતકર મારા, પરમાર્થી સજ્જન સારા;
ડુબતાંને બચાવનારા, દુઃખિયાંનું દુઃખ હરનારા—તમે.
વિષમ વિપત્તિના પાશે, સપડાઈ સિકન્દરદારા;
મૃતપ્રાય બેભાન જીવાડો, વર્ષાવી અમૃતધારા—તમે.
**પોરવ**—ગભરાઓ ના રમણી શાણી, છે બલિષ્ઠ બાહુ મારા;
દૂર કરું હું જાતે જલદી, તવ વિષાદહેતુ બાળા—તમે.
(જાય છે.)

---

## પ્રવેશ ૪ થો.

સ્થળ—કારાગૃહ.

(લોઢાની સાંકળોએ બાંધેલી ઈલાકુમારી પ્રવેશ કરે છે.)

**ઈલાકુમારી**— ગાયન ૧૭ મું.

પડી હું અન્ધનાગારે, સહું છું વેદના ભારે;
વિના જગદીશ કિરતાર, નથી મુજ અન્ય આધાર.
ધરાભક્તિ વિના મારી, નથી બીજી કસુર કાળી;
થયો ભાઈ સ્વાર્થ બેભાન, બની હું તેનું બલિદાન.
અમારી પ્રિય પૃથ્વીપર, પ્રસરતું કષ્ટનું વાદળ;
વિખેરી નાંખવા માટે, થવાનો જંગ શિર સાટે.

પવિત્ર ધર્મ્ય સંગ્રામ, ઉઘાડું સ્વર્ગનું ધામ;
નહીં ત્હેમાં પરાધીન, શકું ઘુમી ભાગ્ય વિહીન.
ફક્ત છે આટલી ચિન્તા, સળગતી ચિત્તમાં ચિતા.
નમી યાચું છું દીનબંધુ, પરબ્રહ્મ દયાસિન્ધુ;
કરો મુક્તિ મારી જો દેવા, બને પ્રેમે ક્ષિતિસેવા.

શુદ્ધ સુવર્ણના અલંકારોથી સર્વદા વિભૂષિત રહેનારી આ રાજતનયા લોઢાની કઠોર જંજીરોવડે જકડાઈ છે, અનેક પ્રકારના મિષ્ટ પદાર્થો યથેચ્છ આરોગનારી લાડમાં ઉછરેલી આ બાળા કારાગૃહના સુકા ટુકડા ખાય છે, પાંચ મણ રૂની તળાઈમાં નિરાંતે સુનારી લલનાને પત્થરપર નિદ્રા લેવાનો પ્રસંગ આવી પડયો છે. પણ આ ભયંકર બન્ધાગારનાં અસહ્ય કષ્ટો મનસ્વી, કાર્યાર્થી, તેજસ્વી જનની ધીરજ કદાપિ ડગાવી શકશે નહીં.

**क्वचिद्भूमौ शायी क्वचिदपि च पर्यङ्कशयनः**
**क्वचिच्छाकाहारी क्वचिदपि च शाल्योदनरुचिः ।**
**क्वचित् कन्थाधारी क्वचिदपि च दिव्याम्बरधरो**
**मनस्वी कार्यार्थी न गणयति दुःखं न च सुखम् ॥**

ફક્ત એટલો જ શોક થાય છે કે કર્તવ્યક્ષેત્રમાં ઝંપલાવવાને બદલે આ અંધારી કોટડીમાં બંધાઈ રહેવું પડે છે. જ્યારે સિકન્દરના સેતાની જુલમના બોજા નીચે મારી માતૃભૂમિ કચરાઈ રહી છે, ત્યારે મારે લાચારી સાથે બેસી રહેવું પડે છે. આ મન્દ ભાગ્ય બાળાનું કેવું કમનસીબ કે સમરક્ષેત્રને બદલે કેદખાનું લલાટમાં લખાયું ? પરમકૃપાળુ પરમાત્મન્, શું આ બાળાની ઊછરતી આશાઓ આવી રીતે શૃંખલાબદ્ધ અવસ્થામાં જ કરમાઈ જશે ? સર્વ સાક્ષી સૂર્યદેવ, શું તમારા પવિત્ર પ્રકાશથી મને સદાને માટે વિમુખ કરશો ? મહાદેવમસ્તકના ચૂડામણિ ચંદ્રદેવ, શું તમે પણ આ બન્ધનસ્થળની શ્યામ દિવાલોને ભેદી તમારાં કિરણોનો લાભ મને નહીં આપો ? ચંદ્રદેવ, તમે મને વિસારશો પણ તમારા કુલદીપક ભારતભૂષણ ક્ષત્રિયશિરોમણિ પ્રબલ પરાક્રમી પૌરવ ભારતના ગૌરવ મને કદી નહીં ભુલે.

## ગાયન ૧૮ મું.

પુરૂવંશજ અસુરારિ, દેવ, અરજ સુણોને અમારી;
વિનવે અબલા પોકારી, દેવ, અરજ સુણોને અમારી.
ભારત વસુધા મધ્યે, પ્રસરતી સિકન્દર દવજવાળા;
હોલવનારા ફક્ત તમે છો, બદ્ધ કટિ મહીપાળા—દેવ.
સ્વકીય પુત્રો દ્રોહી બન્યા, તે સમજો વિપરીત ભાવિ;
માની પ્રતિષ્ઠા જાળવવાની, આપને હાથ છે ચાવી—દેવ.
ક્ષાત્રોત્સાહે ઊભરાતી આ પડી છે પરવશ રામા;
મુક્ત કરો તો આપની સંગે, લડીશ દુશ્મન સ્હામા—દેવ.

**સિકન્દર**—(પ્રવેશ કરી) સમગ્ર મહીમંડલમાં અનુપમ લાવણ્યમયી લલના, તું અખિલ પૃથ્વીની મહિષી થવા યોગ્ય છે, તારી જાજ્વલ્યમાન જ્યોત્સ્ના સમાન રુચિર કાન્તિ કેદખાનામાં કરમાવા માટે સરજાઈ નથી. જો, આ તારા ભાઈનો પત્ર વાંચ અને સમ્રાટ્ સિકન્દરના હૃદયની અધિષ્ઠાત્રી દેવી બની જા.

**ઈલાકુમારી**—(કાગળના ટુકડેટુકડા કરી નાંખી) જ્યારથી મારા ભાઈએ તારો પાપી સંસર્ગ સ્વીકાર્યો છે, ત્યારથી મેં તેનો સર્વસ્વ પરિત્યાગ કર્યો છે. મને શિખામણ દેવાનો તેને બીલકુલ અધિકાર નથી.

**સિકન્દર**—ઈલાકુમારી, તારા ભાઈનો ઉપદેશ કબુલ કરીશ અને મારી ઇચ્છા તૃપ્ત કરીશ તો તું આખા જગત્‌ની માલીક બનીશ. નકામી હઠ કરીશ તો આ કેદખાનામાં રીબાઈ બુરે મ્હોતે મરીશ.

**ઈલાકુમારી**—સેતાન સિકન્દર! મને મરણનો લગારે ભય નથી. વિશુદ્ધ જીવનવાળા સાધુ પુરુષોને માટે મરણ તે શાશ્વત સુખમાં સંચરવાનું દ્વાર છે.

**સિકન્દર**—મરણ કાંઈ તારા હાથમાં નથી. પણ જે મારી સત્તાએ ભારે ભારે સલ્તનતોને પણ સ્વાધીન કરી છે તે સત્તાનો ઉપયોગ કરી એક કમજોર અબલાને એક ક્ષણમાં કબજે કરવાની શક્તિ ધરાવું છું.

**ઈલાકુમારી**—અભિમાની સિકન્દર, એક પવિત્ર આર્યલલનાને

કબજે કરવાની તો શું પણ તેને હાથ લગાડવાની શક્તિ ધરાવનારૂં પ્રાણી આખા વિશ્વમાં વિદ્યમાન નથી.

**સિકન્દર**—ઈન્દુ મુખી હરિણાક્ષી સુન્દર બાળા, હું તારા લાવણ્યથી લુબ્ધ થયો છું. લાખો મનુષ્યો ઉપર હુકમ કરનાર સિકન્દર તારા ચરણમાં પડી તારો દાસ થવા તૈયાર છે, સેવક તરીકે તારા પવિત્ર પ્રણયની ભિક્ષા માગવા ઇન્તેજાર છે.

**ઈલાકુમારી**—નાદાન મૂર્ખ, ભારતીય રમણી યવન સાથે પ્રણય કરી શકે એવો ભ્રમ તારા મગજમાંથી સદાને માટે દૂર કર.

**સિકન્દર**—છોકરી, મારી માગણી કબુલ નહીં કરે તો યાદ રાખ કે મારો કોપ ભયંકર છે.

**ઈલાકુમારી**—સિકન્દર, તારો કોપ શું કરી શકશે ? જો તારો કોપ મને કારાગૃહવાસિની બનાવશે તો મને બન્ધનાગાર રુચિર રમણીય મહેલ જેવો પ્રિય લાગશે. જો તારો કોપ મને લોઢાની બેડીઓ પહેરાવશે તો મારા જેવી સિંહબાળાઓને સોનારૂપાનાં ઘરેણાં કરતાં લોઢાના અલંકાર વધારે વ્હાલાં લાગશે. જો તારો કોપ મને ભુખે મારશે તો ક્ષુધાનું સંકટ સુખે સહન કરીશ. બોલ આ સિવાય બીજું વધારે ભયંકર કૃત્ય શું કરવા માગે છે ?

**સિકન્દર**—ઈલાકુમારી, તારા મગજમાં મગરૂરી ઊભરાઈ જાય છે, તેથી તારા સાથે સલુકાઈ રાખવી વ્યર્થ છે. શું હું તારા હિત ખાતર તારા પ્રેમની માગણી કરું છું. તે તારે કબુલ કરવી નથી ?

**ઈલાકુમારી**—ના, ના, બીલકુલ નહીં.

**સિકન્દર**—ત્યારે જોઈ લે. તારી શૃંખલાબદ્ધ સ્થિતિમાંજ હું તને ભ્રષ્ટ કરીશ.

**ઈલાકુમારી**—સિકન્દર, તું શૂરવીર ગણાતો હતો પણ આજે તું કાયર બીકણ તુચ્છ જણાય છે. મારી લોહબદ્ધ સ્થિતિનો તું લાભ લેવા માગે છે. પણ તેમ કરવાથી તારા યશને લાંછન લાગે એવું ધારી હું મારી શક્તિવડે તે બન્ધનો તોડી નાંખું છું. (લોઢાની બેડીઓ તોડી નાંખે છે.) હવે જો તું ખરો સુભટ હોય તો મને પણ હથિયાર આપ અને પછી આર્યમહિલાના શૌર્યનો પરિચય કરી લે.

**સિકન્દર**—શસ્ત્રહીન પ્રતિસ્પર્ધીને આયુધ આપી પ્રબલતર બનાવે એવો **સિ**કન્દર મૂર્ખ નથી.

**ઈલાકુમારી**—બસ, ત્યારે, એટલું જ સિદ્ધ થાય છે કે આયુધ વિનાની અબલા આગળ આયુધવડે પોતાનું મહત્ત્વ બતાવવાની ઇચ્છા ધરાવનાર **સિ**કન્દર યુદ્ધના સભ્ય નિયમોની દૃષ્ટિએ સર્વ પ્રકારે નિન્દાપાત્ર છે.

**સિકન્દર**—ગમે તે સ્થિતિમાં દુશ્મનનો પરાજય કરવો એજ ખરી રાજનીતિ છે. હવે તારી લવરી બંધ કર અને **સિ**કન્દરનો સપાટો જોઈ લે. જોઉં છું હવે મારા ભયંકર કોપમાંથી કોણ તને બચાવે છે?

**ઈલાકુમારી**—પુણ્ય પવિત્ર પુરૂકુલભૂષણ દેવ **પૌ**રવ, તમે જ ભારતનું ગૌરવ છો. આ પિશાચના પંજામાંથી આર્યલલનાનું રક્ષણ કરો.

**ગાયન ૧૯ મું.**

વીર શિરોમણિ શીતાંશુ સંતાન,
**પૌ**રવ પધારો પળવારમાં રે;
ભારતરમણી કરે છે પોકાર,
દોડો પરાધીનની વ્હારમાં રે.—વીર.
બાળા હું દીન નબાપી, કારાગૃહ મધ્યે સ્થાપી;
**સિ**કન્દર દુષ્ટ પાપી, રહ્યો છે કષ્ટ આપી;
ચરણપંકજ ચુમી યાચું દેવ,
બન્ધન કાપો શ્યામાગારમાં રે.—વીર.

( કેદખાનાની પાછલી દીવાલ તોડી **પૌ**રવ એકદમ પ્રવેશ કરે છે. **સિ**કન્દર ગભરાઈ જાય છે. )

**પૌરવ**—સેતાન **સિ**કન્દર, જો તારા દેખતાં જ તારા કારાગૃહમાંથી જ આ પવિત્ર આર્યબાળાને મુક્ત કરું છું. આ વખતે તારી ભયગ્રસ્ત સ્થિતિમાં તને મારા બાહુબલનો પરિચય કરાવતો નથી. પણ **વિ**તસ્તાના કિનારે સમરાંગણમાં જ તને **પૌ**રવસિંહના પ્રબલ પંજાનું ભાન થશે. **( તાલ્લો. )**

---

## પ્રવેશ ૫ મો.

### સ્થળ—સિકન્દરનો તંબુ.

( રોષાકુલ સિકન્દર પ્રવેશ કરે છે. )

**સિકંદર**—આ શી ભયાનક પરિસ્થિતિ ? શું એક પામર પૌરવ-મૃગ સિકન્દરસિંહના હાથમાંથી શીકાર લઈ જાય ? શું એક ક્ષુદ્ર પાર્થિવ પૃથ્વીપતિ સિકન્દર તરફ અપમાનભરી વર્તણુક ચલાવે ? ક્યાં ચાંચડ અને ક્યાં હાથી ? ક્યાં દીપક અને ક્યાં દિવાકર ? ક્યાં ખાબોચિયું અને ક્યાં રત્નાકર ? ક્યાં ટીટોડું અને ક્યાં ગરૂડ ? એક પળમાં પૌરવને પીસી નાંખું, કચરી નાંખું, જમીન-દોસ્ત કરી નાંખું, તેનું નામ નિશાન પૃથ્વીના પડમાંથી ભુંસી નાંખું, એકદમ સેના સજ્જ કરું અને વિના વિલમ્બે પૌરવના પ્રદેશ તરફ સંચરૂં. પૌરવના મદોન્મત્ત આચરણે મારી નસેનસોમાં ધગધગતા ક્રોધાગ્નિનો સંચાર કર્યો છે. લોઢાને પણ ગાળી નાંખે એટલું મારૂં લોહી ગરમ થયું છે. મારો પ્રચણ્ડ હાથ ત્વરિત ગતિએ તલવાર તરફ ગમન કરે છે. રુધિરપિપાસુ સમશેર પૌરવના કંગાલ સુભટોનું રક્ત પીવા તલસી રહી છે. હવે એક પળપણ વાર લગાડવાનું પ્રયોજન નથી. હિપેસ્ટીઅન, અક્ષયરથી તથા આન્તિને બોલાવ્યા છે, તોપણ હજુ કેમ્ આવ્યા નથી ?

**પ્રતીહાર**—( પ્રવેશ કરી ) સમ્રાટ્ સિકન્દરશાહ, કેટલાક સરદારો આપને મળવા પધાર્યા છે.

**સિકન્દર**—તેમને જલદી અંદર લાવો.

( હિપેસ્ટીઅન, અક્ષયરથી અને આન્તિ પ્રવેશ કરે છે. )

**હિપેસ્ટીઅન**—મહારાજ, અત્યારે અમને એકદમ જલદી બોલાવવાનું શું કારણ છે ? આપની આજ્ઞાનો અમલ કરવા અમે તૈયાર છીએ.

**સિકન્દર**—સરદારો, મારે પૌરવના ઉપર એક ક્ષણનો વિલમ્બ કર્યા વિના હુમલો કરવો છે. તેથી સૈન્ય સજ્જ કરો.

**આન્તિ**—મહારાજ, મારૂં લશ્કર હુકમ મળે કે તુરત કુચ કરવા તૈયાર છે.

**અક્ષયરથી**—આજ્ઞા થાય તેટલી જ વાર, અમે હુમલો કરવામાં નહીં લગાડીએ વાર.

**હિપેસ્ટીઅન**—મહારાજ, હમણાં પૌરવ ઉપર આક્રમણ કરવાનો યોગ્ય અવસર નથી. વર્ષાઋતુની શરૂઆત થઈ ગઈ છે. જુલાઈ માસ બેસી ગયો છે. પુષ્કળ વરસાદથી વિતસ્તા નદીમાં ચારે કાંઠે પૂર છે. સામે કાંઠે પૌરવનું ભયંકર લશ્કર ગોઠવાઈ ગયું છે. તેની સામે નદી ઓલંઘતાં ઘણી ખરાબી થશે. મારી મરજી એવી છે કે ઑકટોબર માસમાં શરદ્‌ઋતુ બેસે ત્યારે હુમલો કરવો. નાહક બહાદુર સિપાહીઓની ખુવારી કરવામાં કશો લાભ નથી.

**સિકન્દર**—હિપેસ્ટીઅન, નદીના પૂરથી **સિકન્દર** બીતો નથી, વર્ષાઋતુથી **સિકન્દર** ડરતો નથી. તમારી અગમચેતીની મારે જરૂર નથી. બસ, મારો હુકમ છે કે હોડીઓ તૈયાર કરો અને હુમલાની શરૂઆત કરો. ભલે, વિતસ્તા નદી મારા સૈનિકોના રક્તથી લાલ બને પણ મારો અડગ નિશ્ચય છે કે મદોન્મત્ત પૌરવગજને આ **સિકન્દરસિંહ** એક પળમાં પકડશે.

**હિસ્પેટીઅન**—જેવી શાહની મરજી, અમારી બુદ્ધિ શા કામની ? (જાય છે.)

---

## પ્રવેશ ૬ ઠો.

**સ્થળ—મશકવતીમાં સરલાનું** નિવાસસ્થાન.

( સુંદર શયન ઉપર ગાઢ નિદ્રા લેતી **સરલા** પ્રવેશ કરે છે.)

**શશિગુપ્ત**—( પ્રવેશ કરી ) અમાવાસ્યાની અંધારી વિભાવરી, તારી ઘન નિબિડ કાળાશને વધુને વધુ શ્યામ બનાવ. જેવી રીતે ત્હેં મારા બાહ્ય શરીર ઉપર અન્ધકારનો જાડો થર ચઢાવી દીધો છે, તેવી રીતે મારી આભ્યન્તર ઇન્દ્રિયો, અન્તઃકરણ અને મનને મેંશ જેવાં મલિન બનાવ, જેથી તેઓ મારા કાર્યમાં વિઘ્નરૂપ થાય નહીં. ચળકતી શ્વેત કટાર, તારી જ્યોતિને કઠોર કર્કશ અને ક્રૂર બનાવ અને સજાતીય કામિનીની કાયામાં પ્રવેશ કરવા અડગ ધૈર્ય

ધારણ કર. અઘોર પાતકના ભયે ધ્રુજતા હાથ, કમજોરપણું છોડી દે અને પત્થર જેવો સ્થિર થા. અબલાહત્યાની અસાધારણ શરમ વડે લથડતા ચરણો, ધાર્મિક કાયરતાનો ત્યાગ કરો અને અભીષ્ટ મનોરથ સિદ્ધ કરવા માટે પવનની ગતિએ ત્વરાથી દોડો. પ્રકાશમાન તારાઓ, સંતાઈ જાઓ અને તમારા સ્વચ્છ પવિત્ર દર્શનથી મને થોડા વખત માટે વિમુખ કરો. હૃદય, હિમ્મત રાખ અને મારાં શિથિલ ગાત્રોને દૃઢ કર. બસ, બીજા વિચાર બાજુએ મુકું અને કાર્ય સાધવા તત્પર થાઉં. (**સરલાના** શયન તરફ આગળ વધી અને પાસે બળતા દીપકના પ્રકાશવડે **સરલાનું** મુગ્ધ મનોહર મુખ જોઈ) મૂર્ખ **શશિગુપ્ત**, આ રુચિર રમણીય લાવણ્યનો ભંડાર જે તારો છે અને તારો જ રહેનાર છે તેનો નાશ કરવા શા સારૂ પ્રેરાય છે? **સરલાનું** સુન્દર દિવ્ય વદન અમૃતવૃષ્ટિથી તને સિંચે છે અને તારી બેભાન અવસ્થામાંથી તને જાગૃત કરે છે. પણ આ નિર્દોષ મોહક કાન્તિમાં લોભાઈશ તો તારી અભિલાષા તારા મનમાં જ સમાઈ જશે, દટાઈ જશે. તારા ભાવિ સુખનાં સ્વપ્ન લુપ્ત થશે. **સરલાના** સૌન્દર્યમાં આકર્ષાઈ તારા કાર્યમાં પાછો હઠીશ તો નિશા તારી થવી મુશ્કેલ છે, અશક્ય છે. અક્કલહીન ચક્ષુઓ, તમે મીંચાઈ જાઓ અને મારા મગજને વિભ્રાન્ત થતું અટકાવો. બસ, હવે હું વધુ વિલમ્બ કરીશ તો અનિષ્ટ વિચારો મને ગભરાવી નાંખશે, ઉન્મત્ત બનાવશે. (નયન બંધ કરી આગળ વધે છે અને **સરલાના** શયન સાથે અથડાય છે. સરલા ઓચિન્તી જાગી ઉઠે છે.)

**સરલા**—(ગભરાટમાં એકદમ ઉભી થઈ) કોણ? મધ્યરાત્રે મારા એકાન્ત શયનગૃહમાં કોણ? (**શશિગુપ્ત** તરફ નજર કરી) અહો! ધન્ય ભાગ્ય મારૂં કે આજે સોનાસમી ઘડી થઈ. મારા પ્રાણાધાર, હૈયાના હાર, સૌભાગ્યના ભંડાર, સુધાસાગર પ્રિયતમ પધાર્યા. સાત સાત વર્ષે મારી વિપત્તિ વિભાવરીનો ધ્વંસ કરવા અમૃતનિધિ આકાશવિહારી શશાંકદેવનો ઉદય થયો. પધારો, હૃદયવલ્લભ, પધારો. ઘણા દિવસથી મુંઝાતી, ગભરાતી, પ્યાસી ચકોરીપર અમીની વૃષ્ટિ કરો.

**શશિગુપ્ત**—મુગ્ધ નારી, તું મારી અર્ધાંગના છે. તું મને સ્હાય

છે. તું મારી પરમભક્ત છે. પણ હું તને મારા સુખમાં કાંટા સમાન ગણું છું. તારૂં અસ્તિત્વ મારા ભાવિ મનોરથોમાં અગ્નિની ચણગારી મુકે છે, મારી સઘળી આશાઓને ધૂળમાં મેળવી દે છે.

**સરલા**—વ્હાલા પ્રાણનાથ, હું તમારા સુખમાં બીલકુલ આડે આવવા માગતી નથી. તમે તમારી મરજી મુજબ ગમે ત્યાં વિચરો. ફક્ત મને તમારૂં માનસિક ભજન કરવા દ્યો. પતિભક્તિ આર્યમહિલાનો અનુપમ શ્રૃંગાર છે. પતિભક્તિ ભારત સુન્દરીની સાચી શોભા છે. બસ, પાસે કે દૂરથી તમારી અન્તઃકરણપૂર્વક સેવા કરવાના ભાગ્યથી મને વંચિત કરો નહીં.

**શશિગુપ્ત**—ભલી ભામા, હું સમજું છું કે તું તારા નામ પ્રમાણે સરલા છે. તું મને કશી હરકત કરીશ નહીં. એવી મને પાકી ખાત્રી છે. પણ જ્યાં સુધી તું હયાત છે ત્યાં સુધી મારૂં કામ પાર પડી શકે તેમ નથી.

**સરલા**—પ્રાણનાથ, હું તમને સંપૂર્ણ સમ્મતિ આપું છું કે તમારી મરજી મુજબ તમે ગમે તેમ કરો. ફક્ત મને સાચા દિલે તમારૂં ચિન્તવન કરવા માટે જીવવા દ્યો. અગ્નિ સમક્ષ તમારો હાથ ગ્રહણ કરનાર અભાગી અબલાને શું આટલો પણ અધિકાર નથી ?

**શશિગુપ્ત**—અધિકાર છે કે નહીં તેનું નિરાકરણ કરવા માટે હું આ વખતે ન્યાયાસનપર બેઠો નથી. હમણાં મારે મારી મનોરથ સિદ્ધિમાં જે કણ્ટક છે તેને દૂર કરવો છે, તેથી વધુ બોલ્યા વિના થઈ જા તૈયાર અને તારા વક્ષઃસ્થલમાં ધારણ કરી લે આ દેદીપ્યમાન કટાર.

**સરલા**—વ્હાલા વલ્લભ, ધન્ય ભાગ્ય કે તમારે હાથે મરવાનો પ્રસંગ આવે. હું મરણથી જરાકે ડરતી નથી. પણ તમારા સાહસ માટે તમને ભવિષ્યમાં ઘણો પશ્ચાત્તાપ થશે. વિચાર કરો, શાન્ત થાઓ. અનાથ અબલા ઉપર નિરર્થક જુલમ ન કરો.

**શશિગુપ્ત**—કમઅક્કલકામિની, તારી જીભ બંધ કર અને આ મારા આયુધના એક જ ઘાએ સ્વર્ગમાં સંચર.

**સરલા**—પ્રિયતમ, પતિના હાથે મરવાથી હું તો સીધી ઈન્દ્ર

લોકમાં જઈશ. પણ નિરાધાર નારીની નિષ્ઠુર હત્યાનું કાળું કલંક તમારે શિરે સદાને માટે ઝઝુમશે.

**શશિગુપ્ત**—એક સ્ત્રીહત્યા તો શું પણ તે કરતાં અધમ સેંકડો હત્યાઓ કાર્યસિદ્ધિ માટે કરવી પડે તો તેનાથી **શશિગુપ્ત** પાછો હઠનાર નથી. તેથી બસ, ચૂપ થા. મરવા માટે તૈયાર થા.

**સરલા**—મારા જીવનાધાર ભરથાર, આટલા ગુસ્સે થાઓ નહીં. દયા ધરો, મારો નાશ ન કરો.

**ગાયન ૨૦ મું.**

અરે ઓ પ્રાણ, ભુલી બધું ભાન,
સતાવો શું ધર્મદારાને;
ભોળા ભરથાર, કરગરતી નાર,
દમો છો વ્હાલમા શાને—અરે.
હસ્તગ્રહી મેં માનીઆ, તમને સાચા દેવ;
હરઘડી આદરૂં આપની, વિશુદ્ધ ચિત્તે સેવ.
તથાપિ શ્યામ, રૂઠો છો શું આમ;
ઘટે નહીં રોષ પ્યારાને—અરે.

**શશિગુપ્ત**—સરલા, તારા આક્રન્દની અસર પાષાણ હૃદયી **શશિગુપ્ત** ઉપર થાય એવી ખોટી આશા તારા મગજમાંથી કાઢી નાંખ. ઈશ્વરનું સ્મરણ કરી લે અને મારા શસ્ત્રના ઘાએ વૈકુણ્ઠમાં વિષ્ણુની સમીપે જા.

**સરલા**—મારા તો તમેજ ઈશ્વર છો અને તમે જ મારા વિષ્ણુ છો અને તમારી સેવા કરવા સારૂ ઝુંપડામાં રહેવું પડે તો તે મારે વૈકુણ્ઠ સમાન છે.

**શશિગુપ્ત**—હું તને આ દુનિયામાં રાખી શકીશ નહીં.

**સરલા**—શું તમને હરકત ન થાય તેવી રીતે આ દુનિયામાં મારાથી દિવસ કાઢી શકાય તેમ નથી?

**શશિગુપ્ત**—જ્યાં સુધી તું જીવે છે ત્યાં સુધી નિશા મારી સાથે લગ્ન કરે નહીં. તેથી તું મરીને મને સુખી કર.

**સરલા**—તમે ખુશીથી નિશાને પરણો કે તેના જેવી બીજી હજાર પરણો. હું તમને સાફ પરવાનગી આપું છું. મને મારવાથી તમને શું વધારે મળનાર છે?

**શશિગુપ્ત**—પણ તું આ દુનિયામાં નથી તેવી ખાત્રી નિશાને થાય તો જ તે યુરોપીય લલનાનું મન માને. નિશા તો ગ્રીસ દેશની નારી. તારી હયાતીમાં કદી મારૂં પાણિગ્રહણ કરે નહીં.

**સરલા**—વ્હાલા વલ્લભ, લ્યો ત્યારે તમારૂં શ્રેય થતું હોય તો હું આ દુનિયા છોડી દઉં છું. આ સંસારી શૃંગાર ફેંકી દઉં છું અને ભગવી કફની ધારણ કરું છું. તમારી નિશાને કહેજો કે સરલાએ શાન્તિપૂર્વક દુનિયાનો ત્યાગ કર્યો છે. પણ યાદ રાખજો કે તમારી સમૃદ્ધિમાં તમને વળગવા આવેલી આ ભટકતી ભમરી કાળી નાગણ નિશા તમારી નહીં થાય. આપત્તિ સમયે તમને છોડી દેશે અને દુઃખના પ્રસંગે તમને આ ભલી સરલા યાદ આવશે, પ્રિયશ્યામ, તમારી અભિલાષાને સફલ કરવા હું સંસાર છોડી દઉં છું, અને તમારી જ ભાવિક ભક્તિ કરવા જોગણ બનું છું.

### ગાયન ૨૧ મું.

સુખ સારૂ પિયુજી તમારા,
ધરી કફની મ્હેં કામણગારા રે—સુખ.
ભાગ્યહીન આ ભામા તમારા,
હૃદયમાં હતી ભાલો;
હવે માનિતી સંગે મ્હાલો,
બની નિર્ભય પ્રાણથી પ્યારા રે—સુખ.
વિષયવાસના ટાળી સમૂળી,
જંગલવાસ સ્વીકારૂં;
પતિદેવનું ધ્યાન જ ધારૂં,
તજી જગતની પ્રપંચ જવાળા રે—સુખ.

( શયન પાછળની બારી ઉઘાડી ત[illegible]ી કુદકો મારી અદશ્ય થઈ જાય છે.

**શશિગુપ્ત**—બસ, ઠીક થયું, ફ્રાંશ મટી. સરલા સંન્યાસિની થઈ. મારી અને નિશા વચ્ચેની આડખીલી દૂર થઈ. પણ સરલા

સ્વધામમાં સીધાવી તેની ખાત્રી નિશા સમક્ષ કેવી રીતે કરવી ? અરે, એમાં શું ભારે કામ છે ? સિકન્દરની સમરયાત્રાઓમાં બહાદુરીનો બાહ્યડોળ કરવા માટે રાતા રંગનાં પડીકાં મારા ગજવામાં રાખતો હતો અને હજુ પણ પડી ગયેલી ટેવને અનુસરી મારી પાસે આજ સમયે લાલ રંગનું પડીકું છે, તેથી ચાલ, થોડું પાણી લઈ લાલ રંગ બનાવું અને સરલાના શયન ઉપર અને શયન પાછળની બારી ઉપર છાંટું. વળી સરલાએ કાઢી નાંખેલા વસ્ત્ર ઉપર પણ લોહીના ડાઘાનો દેખાવ કરું અને થોડું રક્ત મારા કપડાં ઉપર નાંખું. બસ, પછી જોઈએ શું ? નિશા આવે કે તરત ખાત્રીપૂર્વક સમજી જાય કે સરલા આ દુનિયા છોડીને ચાલી ગઈ છે. ( ઉપર મુજબ સઘળાં સ્થળે લાલ રંગ છાંટે છે અને સ્વસ્થ બની નિશાની વાટ જુએ છે. )

**નિશા**—( પ્રવેશ કરી ) શશિગુપ્ત, કામ પરિપૂર્ણ થયું કે નહીં ?

**શશિગુપ્ત**—બરોબર આબાદ કામ કરી દીધું. એમાં જરીકે ભૂલ નથી રહી. મારા શરીર ઉપર, સરલાના શયન ઉપર અને આ બારી ઉપર લોહી લોહી થઈ ગયું છે. બસ, આ કટારનો ઘા કર્યો કે સરલાએ તરફડીઆં મારવા માંડયાં. પછી તુરત પકડી તેને આ બારીમાંથી પાછળ ફેંકી દીધી. ફેંકી દેતાં દેતાં આ સરલાનું વસ્ત્ર મારા હાથમાં રહી ગયું. નિશા, જો તો ખરી. તે વસ્ત્રની કેવી સ્થિતિ થઈ ગઈ છે ? બસ, સરલાના, રક્તથી એકદમ ભીંજાઈ ગયું છે.

**નિશા**—વ્હાલા પ્રાણનાથ, મારે માટે તમે ખૂબ શ્રમ કર્યો. હવે તમે વિધુર થયા એટલે તમારી સાથે યુરોપીય શિષ્ટાચાર મુજબ મારાથી આનન્દપૂર્વક લગ્ન કરી શકાય. પણ તમે જાણતા હશો કે યુરોપમાં પતિની સમૃદ્ધિનું સ્વામિત્વ પત્નીનું ગણાય છે. માટે મશકવતીના દ્રવ્યકોષની સઘળી ચાવીઓ તમારે મને સ્વાધીન કરવી જોઈએ.

**શશિગુપ્ત**—રસીલી રમણી, અરે, એમાં તે તમે શું માગ્યું ? જ્યાં આ આખું શરીર તમારૂં દાસ છે ત્યાં ધનનો શો હિસાબ ? લે, આ ચાવીઓ અને રાજ્યની તું જ માલીક બન.

**નિશા**—પ્રેમના સાગર, મારા હૃદયકુમુદના નિશાકર. તમારા સ્નેહ વડે ખરીદાએલી હું તમારી દાસી છું. બસ, હવે તમારી સાથે વિશુદ્ધ વિવાહની ગાંઠે જોડાવા માટે હું તૈયાર છું. અમારા દેશના નિયમ મુજબ હું મારી વીંટી તમને આપું અને તમે તમારી વીંટી મને આપો એટલે આપણું લગ્ન પરિપૂર્ણ. ( **નિશા** અને **શશિગુપ્ત** પોતાની વીંટીઓ પરસ્પર બદલે છે. )

**શશિગુપ્ત**— ગાયન ૨૨ મું.

આજે થઈ હર્ષની હેલી, મળી વૃક્ષને અભીષ્ટ વેલી,
હતો પ્રેમ વિના જે ખારો, થયો મધુર તે મુજ જન્મારો—આજે.

**નિશા**— ધન્ય ઘડી સોના સમી તુષ્ટ થયા પરમેશ;
યોગ્ય વધૂવર જોડીઆં **નિશા**ને ગગનેશ.

રહી નહીં મુજ ભાગ્યમાં ખામી, **શશિગુપ્ત** થયા મમ સ્વામી;
બની કૃતાર્થ ઇપ્સિત સાધી, ટળી સપત્નીની તણી ઉપાધિ—આજે.

( જાય છે. )

---

## પ્રવેશ ૭ મો.

( **સ્થળ**—વિતસ્તા નદી પાસેનું જંગલ. )

( ઈલાકુમારી અને પૌરવ પ્રવેશ કરે છે. )

**પૌરવ**—પવિત્ર ઈલાકુમારી, મ્હારા સમર્થ બાહુએ **સિકન્દર**નો ભય દૂર કર્યો છે. મ્હારી વજ્રમય મુષ્ટિએ બન્ધનાગારની ભીષણ ભિત્તિઓને ભેદી નાંખી છે. ઈશકૃપાએ ભારતભૂષણ શૌર્યસરિતા સુન્દરીને સ્વતન્ત્રતાના સ્વચ્છ વાતાવરણમાં લાવી શકયો છું. તો-પણ તે વીરરમણી ભયગ્રસ્ત બ્હાવરી મૃગલી પેઠે ગભરાતી મુંઝાતી સંકોચાતી શા સારૂ વિચરે છે ?

**ઈલાકુમારી**—પૂજ્ય પરાક્રમી નિષ્કલંક શીતાંશુ સંતાન, તમે વિશુદ્ધ પરિપૂર્ણ મૂર્તિમંત ક્ષાત્રધર્મ છો. તમારા પાદપદ્મની રજ બરોબર પણ હું નથી. તમારો સંપર્ક મને જેટલો મંગલમય

તેટલો જ શોકકારી છે. એક અધમ કુલાંગાર નિન્દાપાત્ર દેશશત્રુની ભગિની તમારા વિમલ પરિચય માટે અનધિકારિણી છે.

**પૌરવ**—સરલ સુન્દરી, પારકાના દોષ માટે તમારા ઉત્તમ દેહને હલકો નહીં ગણો. તમારામાં ભારતભૂમિ પ્રત્યે અત્યુત્કટ પ્રેમ ઊભરાય છે, તેથી બીજાની કાળી કસુર માટે તમે ચિન્તા કરો નહીં. વળી સમગ્ર દેશના હિત આગળ ભાઈબ્હેનનો નિર્માલ્ય સંબંધ તુટી જાય છે. આન્તિએ ગમે તેવું હીચકારૂં પગલું ભર્યું પણ તમે તો સૂર્યની જાજ્વલ્યમાન જ્યોતિ જેવી તમારી ગૌરવ પ્રભાને દીપાવી રહ્યાં છો. માટે કશો સંકોચ રાખ્યા વિના મ્હારી સાથે નિર્ભય બની બોલો.

**ઈલાકુમારી**—ક્ષત્રિય શિરોમણિ ચંદ્રદેવ, તમે મોટા છો. તમારૂં મન મોટું છે. હું તમારી આગળ પામર છું,

**પૌરવ**—તમે પામર નથી પણ તમારી ધીરજ અને હિમ્મત વડે તમે અમર થઈ ગયાં છો.

**ઈલાકુમારી**—જ્યારે તમે આટલા નિખાલસપણે વર્તો છો ત્યારે હું મારા અન્તર્ગત વિચારોને નિવેદન કરવા પ્રેરાઉં છું.

**પૌરવ**—તમારી જે મરજી હોય તે કહો. તેને અનુસરવામાં જ હું મારૂં અહોભાગ્ય સમજીશ.

**ઈલાકુમારી**—પ્રેમસાગર ધવલકિરણ ઈન્દુદેવ, હું નાની બાળ હતી ત્યારથી મારા મનમાં મેં મારી કાયલતા શૂર શ્રેષ્ઠ સ્વદેશભક્ત ક્ષત્રિયવીરને અર્પવા સંકલ્પ કર્યો છે. તમારા સિવાય બીજો વિશુદ્ધ રાજર્ષિ આ જમાનામાં કોણ છે ?

### ગાયન ૨૩ મું.

જે સકલ પૃથ્વીના વિજેતા સિકન્દર સામે થયા,
વસુધાતણી કરવા શુશ્રૂષા ખડક સમ ઊભા રહ્યા,
જે મુઠ્ઠીભર ધરણીહિતૈષી સૈનિકો ઊશ્કેરતા,
આક્રમણ ભારતમાતપર કરનારને હંફાવતા,
તે સુભટ શ્રેષ્ઠ નૃપર્ષિના ગુણમુગ્ધ ભોળી ભામની,
ઇચ્છે તનુ નિજ અર્પવા સ્વીકારશો ગગનમણિ.

**પૌરવ**—અરે એમાં સ્વીકારવાનો સવાલ પુછવાનીજ શી જરૂર છે? તમારા અલૌકિક ગુણોથી આકર્ષાએલો આ માનવી તમારી દરેક આજ્ઞા ઉઠાવવા હરઘડી તૈયાર છે. ખરેખર અહોભાગ્ય છે મારૂં કે આપના હૃદયમાં મારા માટે આટલો મોટો સદ્ભાવ ઉત્પન્ન થયો. તમારા જેવી બહાદુર રમણીનો પ્રેમસંપાદન કરવા ભાગ્યશાળી થયો એ મારા પ્રાકતન સુકૃતનું શુભ પરિણામ હોવું જોઈએ. હજુ આ જિંદગીમાં એવું ભારે કામ મારા હાથે થયું નથી. વસુંધરા માતા ઉપર આવેલી આપત્તિ દૂર કરવા ભયંકર રણસંગ્રામ માથા ઉપર ઝઝુમે છે. પણ તમારા જેવી કાર્યસહચારિણી પરમાત્માએ અનાયાસે આપી એટલે ઇપ્સિત મનોરથ વિનાવિલમ્બે સિદ્ધ થશે.

**ઈલાકુમારી**—પ્રિયતમ પૌરવ, નિશ્ચિંન્ત રહો. આ ઈલાકુમારી પણ તમારી છાયા માફક તમારી સાથે સમરક્ષેત્રમાં સંચરશે. બસ, તમારી કૃપા થઈ, તમે મારા થયા, આનન્દની અવધિ થઈ, ક્ષીર શર્કરાનો સંયોગ થયો, વિધિએ ઉચિત વરવધૂનો સંગમ કરી પોતાના ઉપરનું શાશ્વત કલંક દૂર કર્યું. બીજું શું, મારા મનોરથ ફળ્યા અને હું મારા સંકલ્પાનુસાર સ્વામી પામી.

### ગાયન ૨૪ મું.

પામી હું દેશહિતૈષી પતિ,
તમે કામ

**પૌરવ**— અને તું રતિ—પામી.

**ઈલાકુમારી**—ધર્મ અત્યુત્તમ ક્ષત્રિયજનનો, પવિત્ર વસુધા પ્રતિ,
પ્રિયતમ સંગે સાર્થક કરવા, હોંશ મને છે અતિ–પામી.

**પૌરવ**—કઠણ વ્રત અને સમર દીક્ષા આર્યોની શ્રેષ્ઠ ગતિ,
સ્વાધીનતારણ સમુદ્ર તરવા, ધન્ય મળી તું સતી–પામી.

**બન્ને**—જીવે મરે છે આ જગમાં બહુ પામર જન્તુ તતિ,
કર્તવ્ય યજ્ઞે હોમે કાયા ભાગ્યશાળી દમ્પતી–પામી.

( ગુફામાંથી એક યોગી અચાનક બહાર આવે છે. )

**યોગી**—પ્રેમી દમ્પતી, તમને મારા હાર્દિક આશીર્વાદ છે. સુખી થાઓ. ભારતમાતાની સેવા માટે ચિરંજીવ થાઓ.

**પૌરવ**—મહર્ષિ, તમારા પાદપંકજમાં શિર નમાવું છું.

**ઈલાકુમારી**—યોગિરાજ, તમારો આશીર્વાદ પામી હું મારી જાતને અતિભાગ્યશાળી સમજું છું.

**યોગી**—મુગ્ધ દમ્પતી, મિથ્યા વાતચિતમાં વખત ગુમાવો નહીં. ઝટપટ કરો. સિકન્દર તમારી પાછળ પડયો છે. એક પળમાં તમને પકડી લેશે. તમારી આશાઓ મનમાં સમાઈ જશે. પ્રવેશ કરો આ ગુફામાં. તેમાં તમે ચાલી શકો એવી પૂર્ણ વ્યવસ્થા મેં કરેલી છે. તેનું બીજું દ્વાર વિતસ્તાની પાસે છે. તમારે ગુફામાં ફક્ત પા કોસ ચાલવું પડશે. ગુફા બહાર નીકળ્યા એટલે વિતસ્તા ઓલંઘવા સારૂ તમારે માટે વહાણ તૈયાર છે, તેથી જલદી કરો. ચાલો નહીં પણ દોડો અને ભય બહાર થઈ જાઓ. તમારા રક્ષણમાં જ સઘળાનું રક્ષણ સમાયેલું છે.

**પૌરવ અને ઈલાકુમારી**—જેવી યોગીશ્વરની આજ્ઞા.

( પૌરવ અને ઈલાકુમારી ગુફામાં પ્રવેશ કરે છે. )

**યોગી**—આનન્દ થયો. પૌરવ અને ઈલાકુમારીને તેમના સ્થાનમાં પહોંચાડી દીધાં. બસ, હવે આવવા દો સિકન્દરને. આખા જગતના લુંટારાને સચોટ જવાબ દેવા હું તૈયાર ઉભો છું.

( સિકન્દર સૈન્ય સાથે પ્રવેશ કરે છે. )

**સિકન્દર**—ભામટા જોગી, તું કોની સાથે વાત કરતો હતો ? હમણાં જ તું જેની સાથે બોલતો હતો તે સ્ત્રીપુરુષને બતાવ નહીં તો યાદ રાખ કે સિકન્દરનો રોષ ભયાનક છે.

**યોગી**—બીજા સાધારણ માનવીઓને લોહી તરસ્યો સિકન્દર ભલે ભડકાવે પણ ભારતભૂમિના જ્ઞાની સાધુ પુરુષ આગળ આખા જગતને કમ્પાવનાર સિકન્દર પણ એક તરણા સમાન છે.

**સિકન્દર**—સેતાની સાધુ, સકલ સૃષ્ટિને પાદાક્રાન્ત કરનાર સિકન્દરની અવગણના કરી કાળચક્રનું તારા વિનાશ માટે આવા-

હન કરે છે. જે સિકન્દરના ક્રોધારૂણુ નેત્રોમાંથી નીકળેલી આગનો એક તણખો મોટાં રાજ્યોને ભસ્મીભૂત કરવા સમર્થ છે, તે સિકન્દરનો રોષાનલ અવિચારી વચનઘૃત વડે પ્રજ્વલિત કરવાની હેવાનિયત હામ કરે છે ? ડાહ્યો થઈ સીધો જવાબ દે, ત્હેં નસાડી મુકેલા સ્ત્રીપુરુષનો પત્તો આપ, નહીં તો એક ક્ષણમાં સિકન્દરના સુભટોની ચળકતી સમશેરોનું તું બલિદાન થઈશ.

**યોગી**—આત્મતત્ત્વાનભિજ્ઞ મૂર્ખ મદોન્મત્ત મહીપતિ, તારી સમશેરોની શક્તિ ફક્ત અમારા ક્ષણભંગુર શરીરને કાપી શકશે પણ તે શરીરના અધિષ્ઠાતા અમર આત્માને છેદવા બીલકુલ કમતાકાદ છે. ચૈતન્યમય બ્રહ્મ જે દરેક દેહમાં સ્વતન્ત્ર વિચરે છે, તે અચ્છેદ્ય, અભેદ્ય, અવિનાશી, અજન્મા, નિત્ય, શાશ્વત, અવ્યય, અનન્ત છે.

**नैनं छिन्दन्ति शस्त्राणि नैनं दहति पावकः ।**
**न चैनं क्लेदयन्त्यापो न शोषयति मारुतः ॥**
**[ भगवद्गीता अध्याय २ श्लोक २३ ]**

તીક્ષ્ણ શસ્ત્રો આત્માને છેદી શકતાં નથી, જાજ્વલ્યમાન વહ્નિ આત્માને બાળી શકતો નથી, પાણી આત્માને ભીંજાવી શકતું નથી. પવન આત્માને સુકવી શકતો નથી, તે દિવ્ય આત્મતત્ત્વ આગળ તારી પાર્થિવ પ્રભુતા કશા લેખામાં નથી.

**સિકન્દર**—ચૂપ કર, મારી તરવારો તારા કલેવરના રાઈ રાઈ જેટલા ટુકડા કરશે, તારા જીવનનો અન્ત લાવશે.

**યોગી**—કાયાનો પ્રલય થતાં આત્માનો નાશ થતો નથી. આ શરીર તો ફક્ત આત્માના નિવાસ માટે ક્ષણિક સ્થાન છે. તેવાં અસંખ્ય સ્થાનો ઊભાં કરવાની અને તેમાં નિવાસ કરવાની આત્માને સત્તા છે. એક ઘર ભાગી જતાં આપણે બીજા ઘરમાં રહેવા જઈએ. એક વસ્ત્ર ફાટી જતાં બીજું વસ્ત્ર પહેરી લઈએ તેવી રીતે એક દેહનો નાશ થતાં આત્મા બીજા દેહમાં આશ્રય લે પણ આત્મા તો સ્વયમ્ અવિનાશી, અચલ, અમર, દિવ્ય, ચૈતન્યમય છે. તેને મરણનો લગારે ભય નથી.

નિજ સ્વરૂપને નહીં જાણતા, જન મરણથી બીએ ઘણા;
પણ આત્મદર્શી સાધુઓને, હોય નહીં ડર મોતના.

**સિકન્દર**—દિવ્ય યોગી, તારાં પ્રભાવશાલી વચનોથી મને આશ્ચર્ય થાય છે. એક જંગલમાં ભટકનાર તારા જેવો પામર યતિ મરણથી બીતો નથી પણ સામ્રાજ્યના શિખરે વિરાજતો સિકન્દર, સકલ મનુષ્યોને થર થર કમ્પાવનારો સિકન્દર, મરણનો વિચાર આવતાં થર થર કાંપે છે તેનું શું કારણ ?

**યોગી**—જેણે શુદ્ધ જીવન ગાળ્યું છે, જેણે મનસા વાચા કર્મણા પાપાચરણ કર્યું નથી તેને માટે આ ચાલુ જીવન સુખરૂપ છે. જેણે કોઈની આંતરડી કકળાવી નથી, જેણે હજારો મનુષ્યોનાં દુઃખ હરી તેમના આશીર્વાદ લીધા છે, જેણે પોતે સદાચરણના રસ્તે વહન કર્યું છે અને બીજાઓને પણ સદાચરણના રસ્તા ઉપર ચઢાવ્યા છે તેનો ભાવિજન્મ સુખરૂપ છે એ બાબત જરાકે સંશય રાખવાનું કારણ નથી. પણ સિકન્દર, ત્હેં તારો રાજ્યલોભ તૃપ્ત કરવા સેંકડો સૈનિકોનો નાશ કર્યો છે, લાખો લડવૈયાઓને અકાલ મરણને શરણ કર્યા છે, અસંખ્ય યુવતિઓને વિધવા બનાવી છે, અગણિત બાલકોને માબાપ વિનાનાં અનાથ બનાવ્યાં છે. જ્યાં જ્યાં તારો પ્રચાર થયો છે, ત્યાં ત્યાં અગ્નિ અને તરવારોએ સ્વચ્છન્દપણે સંહાર ચલાવ્યો છે. ઇન્દ્રિયોને તૃપ્ત કરવા ત્હેં અને તારા યમદૂત સમાન સૈનિકોએ અસંખ્ય સાધ્વીઓના સતીત્વનું ખણ્ડન કરવા પ્રયત્ન કર્યા છે, પોતાની માતૃભૂમિનું રક્ષણ કરવા તત્પર થયેલા લાખો દેશભક્ત સુભટોનું તારા રુધિરપિપાસુ લશ્કરોએ લોહી પીધું છે. આવાં ભયંકર દુષ્કર્મ કરનાર સિકન્દર મરણથી થરથર ધ્રુજે તેમાં શી નવાઈ ?

**સિકન્દર**—પોતાના રાજ્યની સીમા વધારવી અને બને તેટલા મોટા સમુદાયને પોતાના છત્ર નીચે આણવો એ ખરા રાજવીનો ધર્મ છે. તે ધર્મ બજાવવામાં મેં શો દોષ કર્યો છે ? મેં મારા ગ્રીસ દેશને સ્વતંત્ર અને સમૃદ્ધ બનાવ્યો છે અને બીજા ઘણા પ્રદેશોને ગ્રીસની ધુંસરી તળે આણી તે દેશોનું ગૌરવ અને મહત્ત્વ વધાર્યું છે.

**યોગી**—સ્વાર્થી સિકન્દર, તારા ગ્રીસ દેશને સ્વતન્ત્રતા વ્હાલી છે તેવી બીજા બધા દેશોને પોતાની સ્વતન્ત્રતા અને સ્વાધીનતા વ્હાલી છે. પરતન્ત્રતાથી ગૌરવ વધે એ કેવળ છળ ભરી વાણી છે, અજ્ઞાનીને મોહજાળમાં ફસાવનાર કપટકળા છે. કેટલા બધા ધરાપ્રેમી ધીર વીરોએ તારી ધુંસરી નીચે રહેવાનું પસંદ કર્યું નથી અને પોતાની સ્વાધીનતા સાચવવા સારૂ સમરભૂમિમાં પોતાના પ્યારા પ્રાણુની આહુતિ આપી છે તેનો લગારે ખ્યાલ તારા મગજમાં નથી આવતો ? શું તું એમ સમજે છે કે જેટલા દેશો ઉપર ત્હેં તરવાર ચલાવી છે અને દાવાનલ વરસાવ્યો છે તે બધા જાથુને માટે તારા ગ્રીસની ગુલામગીરીમાં દબાયેલા રહેશે ? ના, ના, નહીં, કોઈ કાળે નહીં.

**સિકન્દર**—મારા પ્રચણ્ડ બાહુ નીચે કચરાએલા દેશોની તાકાદ છે કે કોઈ દિવસ તેમનું માથું ઊંચું કરી શકે ? મારા કેળવાએલા લશ્કર આગળ એવાં લાખો ભટકતાં સાધારણ પ્રજામાંથી તાત્કાલિક ઊભાં થયેલાં, બીન કેળવાએલાં, બ્હારવટીઆં જેવાં દળ પળમાં પીલાઈ જશે અને મારો વાવટો હંમેશને માટે સીરીઆ, મીસર, બેબીલોન, ઇરાન, હિન્દુસ્તાન વગેરે દેશોમાં ઊડતો રહેશે ?

**યોગી**—જે સાડા ત્રણ ગજ જમીનમાં તારૂં કલેવર દટાશે તેટલી જ જમીન ઉપર તારો વાવટો ઊડતો રહે તો પ્રભુની મહેરબાની સમજવી. અરે, તારી કબર ઉપર પણ તારો અધિકાર નહીં રહે અને તું તો તારા પાપકૃત્યોનો જવાબ દેવા યમરાજના દરબારમાં ચાલ્યો જઈશ; તેથી વૃથા તોફાન અને લોભ છોડી દે અને વધુ સુભટોને તારી મહત્ત્વાકાંક્ષામાં હોમાઈ જતા અટકાવ. યાદ રાખ કે હવે શુદ્ધ ક્ષત્રિય વીરો સામે તારે લડવાનું છે.

### ગાયન ૨૫ મું.

ધરાપ્રેમી મહાવીરો, નહીં આપે તને નમણું;
થશે ત્યાં ભીષ્મ ખુવારી, ભરાશે એક નહીં ડગલું.
વૃથા મમતે મરે તું મથી, થશે જુદાં શિરો ધડથી;
પડે ત્યાં શસ્ત્રના ઝટકા, કરે કાયા તણા કટકા.

નહીં રક્ષા કરે ત્હારી, કઠણુ ત્યાં લોહનાં કવચો,
મરણુ સાટે સમર કરશે, ડરે ના ક્ષાત્રશૂર સચ્ચો.

**સિકન્દર**—સૈનિકો શું જોઈ રહ્યા છો ? ધર્મની લવરી કરનાર આ ભામટો યોગી દુશ્મનનો છુપો દૂત જણાય છે. સામટા ધસો અને તેને એકદમ પકડો.

( **સિકન્દર**ના સૈનિકો યોગીને પકડવા જાય છે. યોગી પોતાના યોગબલથી પોતાનું દેદીપ્યમાન સ્વરૂપ પ્રકાશિત કરે છે. **સિકન્દર** અને તેનું લશ્કર આભું બની જાય છે. )

( તાબ્લો. )

---

## પ્રવેશ ૮ મો.

**સ્થળઃ**—જંગલ.

( રશના પ્રવેશ કરે છે. )

**રશના**— ગાયન ૨૬ મું.

તેને શાન્તિ મળે નહીં, ચેન પડે નહીં, જીદ્દી સ્વભાવ છે જેનો;
મારે વળખાં અહર્નિશ, સુઝે ન એકદિશ, જન્મારો વ્યર્થ વહે તેનો.
તેને.

આખી દુનિયાં કચરવા, પાપી તત્પર થાય,
સહુનું બૂરૂં તાકતો, અન્તે તે કચરાય;
ભાન ભુલી ભટકતો, ઘડી ન ઠરતો, આરામ જુએ તે શાનો. તેને.
ગ્રીસ મીસર ને સીરીઆ, બેબીલોન ઇરાન;
પાર વિનાના દેશ છે, તોપણુ ન વળે સાન.
જીતેલું ના ભોગવતો, તૃપ્તિ ન ધરતો, રિબાય પરિવાર તેનો. તેને
ઘણું ઘણું થાકી કહી, ખુબ હઠીલા મુજ નાથ;
ચઢી મમતમાં ભીડતા, બળિયા સાથે બાથ.
પરાજયની નિશાની, શકે ન જાણી, જલદી વિનાશ થાય તેનો. તેને.
આ ભૂમિમાં પ્રત્યક્ષ છે, ડગલે ડગલે શૂર;
પરાક્રમી ઋષિમુનિઓ, જેનાં નિર્મલ ઉર.
પુણ્યવતી ભરતની, અજેય ધરણી, સમજી નમે તે શાણો. તેને.

આહા! આ તે કેવો ચમત્કાર? ફક્ત એક લંગોટીવાળા નગ્ન યોગીની કેટલી શક્તિ? આત્મબલ આગળ ભારેમાં ભારે સંહારક શસ્ત્રોથી સજ્જ થયેલાં લશ્કરો પણ શા હિસાબમાં છે? જે દેશના એક સાધુ આગળ સમગ્ર ફોજ કાષ્ઠ જેવી નિશ્ચેષ્ટ બની જાય છે તે દેશ આગળ માથું મારવું એ કેવળ બાલિશતા છે. વળી આ દેશની મહિલાઓની તો શી બલીહારી ગાઉં? લાખો પ્રકારની આકર્ષક લાલચો બતાવવા છતાં દૃઢ ટેક જાળવનારી ઈલાકુમારી જેવી સતી સ્ત્રીઓ જે દેશમાં મોજુદ છે તે દેશને જીતવાની આશા રાખવી વ્યર્થ છે. ઈલાકુમારીને બન્ધનાગારમાંથી મુક્ત કરનાર વીર શિરોમણિ પૌરવની સામે બાથ ભીડવામાં મારા ભરથાર સિકન્દરની ખુવારી સિવાય બીજું દૃષ્ટિગોચર થતું નથી. કુદરત પણ અત્યન્ત પ્રતિકૂલ છે. વિતસ્તા નદીમાં ચારે કાંઠે ભયંકર પૂર આવેલું છે. આ સમયે અતિશય પ્રબલ વેગથી વહેતી નદીમાં હોડીઓ ઉતારવી અને તેમાં બેસાડી લશ્કરને સામે કાંઠે લઈ જવું એમાં જોખમનો પાર નથી. પણ મારા હઠીલા નાથ કોઈનું કહ્યું માનતા નથી. મને તો આવું પારાવાર જોખમ ખેડવામાં કશો સાર દેખાતો નથી. મારૂં ધાર્યું થાય તો હું તો આટલેથી જ બાજી સંકેલી પાછી ફરું અને જેટલા મુલક હસ્તગત થયા છે. તેની ઉચિત વ્યવસ્થા કરું. પણ મારૂં માને કોણ? પ્યારા પ્રાણનાથ તો આગળ ને આગળ વધ્યે જાય છે. આવી પરિસ્થિતિમાં મારે શું કરવું?

(સિકન્દર પ્રવેશ કરે છે.)

**સિકન્દર**—વ્હાલી રશના, તમે શા વિચારમાં ગુંથાયાં છો?

**રશના**—પ્રાણનાથ, યોગીનો ચમત્કાર જોઈ મારી બુદ્ધિ તો બહેર મારી ગઈ છે.

**સિકન્દર**—એમાં તે શું ગભરાય છે? હોય વળી એવા કોઈ જાદુ જાણનાર રખડતા બાવાઓ જેઓ ઐન્દ્રજાલિક માયાથી માણસોને ગભરાવી નાંખે. પણ વસ્તુતઃ તપાસતાં તેમાંનું કશું સત્ય જણાતું નથી.

**રશના**—અત્યારે બડાઈ હાંકો છો પણ તે વખતે તો તમારૂં શરીર થરથર ધ્રુજ્યાં જ કરતું હતું.

**સિકન્દર**—એ તો બીલકુલ ખોટી વાત. યોગીની મુખમુદ્રામાંથી એટલો બધો પ્રકાશ કેવી રીતે નીકળ્યો એનો હું વિચાર કરતો હતો.

**રશના**—વિચાર તે શાનો ? કબુલ કરોને કે સજ્જડ થઈ ગયા હતા. ખોટી સફાઈ તે શા કામની ?

**સિકન્દર**—તારા આગળ બનાવટી ડોળ હું કરું જ નહીં. કદાચ તાત્કાલિક ભય પ્રવેશ થયો હશે પણ સિકન્દરના શરીરમાં ભીતિ લાંબો વખત ટકી શકતી જ નથી. પાછો હું એક ક્ષણમાં જ પહેલાંના જેવો સાહસી સિકન્દર થઈ ગયો હતો. પૌરવને શિક્ષા કરવાનો વિચાર યોગીના સમાગમથી વધારે મજબુત થયો છે. યોગીના યોગે મારૂં હૈયું વધારે કઠણ થયું છે. બસ, હમણાં ને હમણાં જ હોડીઓ વિતસ્તા નદીમાં ઉતારવાનો હુકમ કરી દીધો છે. આજ ને આજ વિતસ્તાને ઓલંઘીશ અને પૌરવને સમરક્ષેત્રમાં ભેટીશ.

**રશના**—પ્રાણનાથ, એક તલભાર બુદ્ધિ તમારામાં રહી હોય એવું મને લાગતું નથી. ચોમાસાના પાણીથી છલકાતી ઊભરાતી પ્રચંડ સરિતામાં લશ્કરને હોમી દેવું અને સામે ગોઠવાયેલા ભયાનક સૈન્યના તેજસ્વી શસ્ત્રાસ્ત્રોના અત્યુગ્ર મારા સન્મુખ હોડીઓ હંકારવી એ પોતાને હાથે પોતાના પ્રાણનો ઘાત કરવા સમાન છે. આટલેથી જ સંતોષ માની પાછા વળી ગ્રીસમાં જઈએ અને પાછલી ચાર ઘડીનો આરામ લઈએ તો સારૂં. નહીં તો આ ભ્રમણામાં છેડો નહીં આવે અને અધવચ આયુષ્યની દોરી તુટશે.

**સિકન્દર**—લડાઈના મામલામાં નિર્બલ હૃદયવાળી નારીઓની સલાહ નકામી છે. મનની મુરાદ પુરી કર્યા વિના સિકન્દર કોઈ કાળે પાછો ફરનાર નથી. બસ, તારા નિર્માલ્ય વિચારો તારા મનમાં જ સમાવી દે અને મારી સાથે હોડીમાં બેસી સામે કાંઠે જવા તારા શણગાર સજી લે.

**રશના**—આવા ભયાનક પૂર વખતે હોડીમાં બેસવાની મારી હામ ચાલતી નથી.

**સિકન્દર**—પ્રિયા, બીએ છે શા સારૂ ? હિમ્મતે મરદા તો મદદે ખુદા. મોટાં કામ કરવા સરજાએલો સિકન્દર નદીમાં ડુબી મરશે એવી

ભ્રાન્તિને તારા અન્તઃકરણમાં એક ક્ષણભર પણ સ્થાન આપતી નહીં. બસ, ત્યારે થઈ જા તૈયાર, આપણ બન્ને છીએ આ યુદ્ધમાં મોખરે વિચરનાર.

**રશના**—ઠીક ત્યારે, મારા કામણગારા કાન્ત, તમારી સાથે જ હું છું પ્રયાણ કરનાર અને તમારી સાથે જ હું છું જીવનાર કે મરનાર.

### ગાયન ૨૭ મું.

આ સંસારે ગુણી ત્રિયાનો, સાથ પ્રિયતમ નાથ છે જી;
સંકટ ત્રિવિધિ ટાળનારો, પતિ તણો સંગાથ છે જી. આ.
નથી નદીના પૂરે બીતી, નથી હૃદયમાં લેશ વિષાદ;
જીવવું મરવું વ્હાલા સંગે, એ છે મમ અંતરનો નાદ.
ભલે સરિતા ઘુરકે જંગી, ઘુઘવતો જલનો નિનાદ;
તોપણ હોડીમાં સંગાથે ધરૂં બેસવાની તાકાદ.
ઉજ્જવલ વિજય સમરાંગણમાં, સાહસી જનને હાથ છે જી. આ.

**સિકન્દર**–નિશ્ચય સુણી તારો પ્રમદા આનન્દે ઊભરાયે મન,
તારા જેવી અનુકૂલ નારી, મળી હોય તે નરને ધન્ય;
ઓચિન્તો હુમલો કરી ક્ષણમાં, હણુશું પૌરવ કેરૂં સૈન્ય;
ત્રાસ બતાવી ભીષણ કારી, કરશું કબજે ભારતજન,
પુરો થશે વિજય ધરણીનો, સતીતણો જો સાથ છે જી. આ.

( જાય છે. )

---

## પ્રવેશ ૯ મો.

### સ્થળઃ—વિતસ્તા નદી.

( નદીના કિનારા ઉપર પૌરવનું સૈન્ય ઊભું છે. સેનાધિપતિ કલાવતી સૈનિકોને ઉત્સાહ આપે છે. )

**કલાવતી**—ક્ષત્રિય શિરોમણિ, ભારતમુકુટનો અમૂલ્ય અલંકાર, વીરશ્રેષ્ઠ પૌરવના પરાક્રમી સુભટો, વિતસ્તાના કિનારે તમારા શુરાતનની કસોટી થવાની છે. તમારી દેશભક્તિની પરીક્ષા થવાની છે. તમારા ઉચ્ચ ચારિત્ર્ય અને વિમલ મનોબલના સાક્ષી સૂર્ય,

ચન્દ્ર અને સ્વર્ગીય દેવતાઓ છે. તમારા રોમેરોમમાં ભારતમાતા પ્રત્યેનો અપૂર્વ પ્રેમ ઊભરાય છે. તમારા ઉપર સમગ્ર દેશની આશા ઝળકે છે. તમારે લીધે ભારતીય સ્વતંત્રતા જળવાશે. તમારા ક્ષાત્ર-ધર્મમાં જરાકે પાછા નહીં પડો એ બીલકુલ નિઃસંશય છે, **વિતસ્તાના** સામા કાંઠેથી લોહી તરસ્યું **સિકન્દરનું** દળ આવશે. તેને ખાળવું તમારા હાથમાં છે. ધરાદ્રોહી **આન્તિની** દુષ્ટતાને લીધે **સિકન્દર** દુસ્તર **સિન્ધુ** નદીને સુખેથી તરી ગયો. પણ **વિતસ્તાના** કિનારે એક પણ અધમ વસુધા દ્વેષી મનુષ્ય વસતો નથી. દેવી **વિતસ્તાએ** ફક્ત પુણ્યપુરુષોને જ વાસ આપ્યો છે. ભગવતી વિતસ્તા આપણું સબલ શસ્ત્ર છે. **વિતસ્તાના** કિનારે **સિકન્દરની** આસુરી પ્રવૃત્તિનો સમૂલ ધ્વંસ થશે. જુઓ, **વિતસ્તાના** પવિત્ર પ્રવાહ ઉપર પેલી હોડી આવે છે. તે હોડીમાં **સિકન્દરની** સેતાનિયતનો ભોગ થયેલી ઈલા-કુમારીનો બચાવ કરી આપણા મહારાજા **પૌરવ** પધારે છે.

( **વિતસ્તા** નદીમાં એક હોડી આવે છે. તે હોડીમાંથી પૌરવ અને ઈલાકુમારી ઉતરે છે. )

**સૈનિકો**—ભલે પધારો, મહારાજા પૌરવ, ભલે પધારો. તમારા બલિષ્ઠ બાહુ નીચે અમે દુશ્મનનો દોર પળમાં પીશી નાંખીશું.

**પૌરવ**—ક્ષાત્ર સુભટો, ઘણો હર્ષ થાય છે કે નિર્વિઘ્ને હું તમારા ભેગો થયો છું. **વિતસ્તાનાં** ઉભરાતાં પૂરનો ખ્યાલ કર્યા વિના પોતાના લાખો સૈનિકોનો ભોગ આપી હાલને હાલ **સિકન્દર વિ**-તસ્તા ઓલંઘવા તત્પર થયો છે. બહાદુર સૈનિકો, તેનું સ્વાગત તીક્ષ્ણ શસ્ત્રથી કરો અને ભારતીય વીરપુરુષોના પરાક્રમનો પૂરો સ્વાદ તેને ચખાડો.

**ઈલાકુમારી**—ભારતીય ભામાઓના ભુજબલનો ભોગ **ગ્રીક** સૈનિકો થાઓ.

( નેપથ્યમાંથી "ગમે તેટલી ખુવારી થાય પણ **વિતસ્તા** નદી હાલને હાલ ઓલંઘો, ભલે લાખો હોડીઓ ભાગે, ભલે લાખો સૈનિકો મરે પણ આજ પળે નદી તરો અને પૌરવના સૈન્ય ઉપર હુમલો કરો" એવો **સિકન્દરનો** શબ્દ સંભળાય છે. )

**પૌરવ**—બહાદુર સૈનિકો, સાંભળો, આતતાયીના રાક્ષસી હુકમ સાંભળો, નથી તેને પોતાના લશ્કરની દરકાર કે નથી તેને નુકશાનની દરકાર. પોતાનાં જ માણસોના અમૂલ્ય જીવનને પાણી માફક પાણીમાં વહેવરાવનાર ખુનીને અટકાવવા સામે આવતી હોડીઓ ઉપર શસ્ત્રની અભિવૃષ્ટિ કરો.

**સૈનિકો**—મહારાજ, અમે છીએ આપના આજ્ઞાંકિત લડનાર, અમારી ચોટમાંથી નથી એકે દુશ્મનનો સૈનિક બચનાર.

( **સિકન્દર**ની હોડીઓ **વિ**તસ્તા નદી ઉપર દેખાય છે અને **પૌ**રવના સૈનિકોએ ફેંકેલાં શસ્ત્રોથી સેંકડો હોડીઓ ડુબે છે. હજારો સૈનિકો નદીમાં પડે છે. કેટલાક આ બાજુ આવે છે. તેમને **પૌ**રવના સુભટો કાપી નાંખે છે. એવી રીતે ઘણો વખત યુદ્ધ ચાલે છે. છેવટે ઘણી મુસીબતે **સિ**કન્દર રશના સાથે **વિ**તસ્તા નદીની આ બાજુએ આવે છે. )

**પૌરવ**—સેતાન **સિ**કન્દર, ત્હારા સ્વાર્થ માટે તું હજારો નિર્દોષ માણસોનો કચડઘાણ કઢાવી નાંખે છે. તારી પોતાની તાકાદ હોય તો હું તને દ્વન્દ્વ યુદ્ધ માટે આમન્ત્રણ કરું છું. **અશ્વ**કો સાથેના યુદ્ધ વખતે મેં તને જતો કર્યો છે. **આ**ન્તિના કારાગૃહમાં તને નિઃશસ્ત્ર સમજી જતો કર્યો છે. જો તારામાં ખરી તાકાદ હોય તો સામો આવી જા અને **પૌ**રવની પરાક્રમી સમશેરનો તીખો સ્વાદ ચાખી જા.

**સિકન્દર**—મારૂં મોટું લશ્કર તારી સાથે લડશે. જેની પાસે લશ્કર છે તેને જાતે લડવાની શી જરૂર છે ?

**પૌરવ**—બાયલા **સિ**કન્દર, લશ્કરનો ઘાણ કઢાવે અને પોતે ચુડીઓ પહેરી જોયા કરે એવા ભીરૂ કાપુરુષ નૃપતિઓને ધિક્કાર છે. તારામાં શૂરાતનનો જરાકે છાંટો હોય તો આવી જા. આપણાં સૈન્યોને આપણું દ્વન્દ્વ યુદ્ધ જોવા દે અને આપણા દ્વન્દ્વ યુદ્ધથી જ આ લડાઈનો નિકાલ થવા દે.

**સિકન્દર**—( સ્વગત ) જો હું ના પાડીશ તો બાયલામાં ખપીશ અને મારી આબરૂના કાંકરા થઈ જશે. માટે મને કે કમને

લડયા વિના છુટકો નથી. ( પ્રત્યક્ષ ). પૌરવ, સમગ્ર જગતૂને જીતનાર સિકન્દર સામે લડવાની બાથ ભીડી તું અકાલ મરણને તારી સમક્ષ બોલાવે છે. ફક્ત, કાળ ચોઘડીઆમાં જ તને આ વિચાર સુઝયો છે. થઈ જા તૈયાર, તને જલદી પહોંચાડું યમદ્વાર.

**પૌરવ**—નથી કશો બડાઈમાં માલ, સમજી લે કે પૌરવની સમશેર તારો પળમાં આણુશે કાળ.

( પૌરવ અને સિકન્દર વચ્ચે ભયાનક દ્વન્દ્વ યુદ્ધ થાય છે. તેમાં સિકન્દર ઘાયલ થાય છે. તુરત પૌરવ પોતાનાં શસ્ત્ર છોડી દે છે અને રણના સિકન્દરને પડતો અટકાવી ઉભી રહે છે. )

( તાબ્લો. )

( દ્વિતીય અંક સમાપ્ત. )

---

## અંક ત્રીજો.

---

### પ્રવેશ ૧ લો.

**સ્થળઃ**—મશકવતીમાં નિશાનું નિવાસસ્થાન.

( નિશા પોતાના લશ્કર સાથે પ્રવેશ કરે છે. )

**ગાયન ૨૮ મું.**

**નિશા**— વાહ શી નિશાની બલીહારી,
બની હું સ્વતન્ત્ર સત્તાધારી—વાહ.
શશિગુપ્ત મમ બની ગયો છે, સેવક આજ્ઞાકારી;
હુકમ માથે ઝીલે પીએ, પાઉં તેટલું જ વારિ—વાહ.
ત્રિજોરીની ચાવી પાસે, પગાર ચુકવનારી;
લશ્કર મુજ કબજામાં તેથી સઘળી શક્તિ મારી—વાહ.
કર નાંખું ઉઘરાવું લૂટું, જેવી મરજી મારી;
જોર પ્રજાનું શા લેખામાં ભલે રહે પોકારી—વાહ.

**મશકવતી** અને આજુબાજુના પ્રદેશ ઉપર મારો કાબુ એવો સચોટ બેસી ગયો છે કે મારા સામે માથું ઉચકવાની કોઈની

તાકાદ રહી નથી. મશકવતીના જુના રાજ્યમાં પ્રજા ઉપર કોઈ પ્રકારનો કર નહતો પણ આ લોકોને દાબમાં રાખવા માટે મારે એટલું બધું મોટું લશ્કર રાખવું પડે છે કે તેના ખર્ચ માટે હજારો પ્રકારની હીકમતો કરી નાણું ભેગું કરવાની અનિવાર્ય ફરજ પડે છે. જેટલા કર મ્હેં નાંખવાની ધૃષ્ટતા કરી છે અને જેટલા કર તરવારના બળે હું ઉઘરાવું છું તેટલા ભેગા કરવાની શક્તિ બીજા કોઈનામાં હોઈ શકે જ નહીં. પણ મારો તો એવો રોફ બેસી ગયો છે કે હું જઈને ઉભી રહી કે તુરત ગભરાટના માર્યા લોકો મોં માગ્યા કર આપી દે છે. કર ઉઘરાવવામાં જ આખો દિવસ રખડવું પડે છે. સઘળા લોકો એટલા દબાઈ ગયા છે કે કોઈનામાં માથું ઊંચું કરવાની તાકાદ રહી નથી. જરાક બોલે એટલામાં તો મારા સૈનિકોના ભાલા તેમને વીંધી નાંખે. આજે તો મારે ખૂબ તડાકો પડ્યો છે. નગરશેઠ સુન્દરદાસની હવેલી લુંટી છે. જેટલું મલ્યું તેટલું બધું લઈ લીધું છે. કાળી કોડી પણ રહેવા દીધી નથી. ખુણેખોચરે જાતે તપાસ કરી સઘળું તળિયાઝાટક કરી નાંખ્યું છે. મારી મહેનતનો ખ્યાલ મારા પહેરવેશ ઉપરથી તુરત સમજાશે. બગલાની પાંખ જેવાં સફેદ વસ્ત્ર જે મ્હેં સવારે પહેર્યા હતાં તે અત્યારે ધૂળથી મેલાં થઈ ગયાં છે. જેમાંથી મારા મુખારવિન્દનું પ્રતિબિમ્બ જોઈ શકું તેવા ચકચકિત મારા જોડા ઉપર રખડપટ્ટીને લીધે કચરા અને ધૂળનો થર બાઝી ગયો છે. જોડા સાફ કરવા બાબત મારે જેટલી કાળજી છે તેટલી મારે બીજી કશી બાબતમાં નથી. ચાલ, બોલાવું, મારા દાસ શશિગુપ્તને. પ્રિયાના જોડા સાફ કરવાનું ઉમદા કામ યુરોપી સંસ્કૃતિમાં પ્રિયતમને શિરે લાધેલું છે. જે પતિને મહિલાની મોજડીઓ સાફ કરવી પડે તેના જેવો ભાગ્યશાળી માનવી યુરોપ દેશમાં બીજો કોઈ મનાતો નથી. **શશિ-ગુપ્ત**, **શશિગુપ્ત**, જલદી આ તરફ આવ.

**શશિગુપ્ત**—વ્હાલી નિશા, મને શામાટે બોલાવ્યો ?

**નિશા**—**શશિગુપ્ત**, શું તું નથી જાણતો કે હું રાતદિવસ તીજોરી તર કરવા સારૂ કર ઉઘરાવવા માટે ભટકું છું ? આજે તો

નગરશેઠનું ઘર તળિયાઝાટક કરી નાંખ્યું છે. કીમતી પદાર્થોનો મોટો સંગ્રહ ખેંચી લાવી છું, અને રાજ્યની તીજોરીઓ તાજી કરી શકી છું.

**શશિગુપ્ત**—નિશા, તું તો હદ કરે છે. ત્હેં તો કરના નામે લુંટ ચલાવવા માંડી છે.

**નિશા—શશિગુપ્ત**, એમાં શાની લુંટ? એકાદા શેઠીઆ કનેથી રાજ્યનું ખર્ચ ખેરવી લીધું એટલે બીજા ગરીબો કનેથી કર લેવા ન પડે.

**શશિગુપ્ત**—નિશા, તું તો એકલા તાલેવરોને લુંટી સન્તોષ માનતી નથી પણ ગરીબો પણ તારા જુલમથી અતિશય હેરાન થાય છે. પ્રેમને લીધે તને છુટી મુકી. તારા ઉપર કશો અંકુશ ન રાખ્યો. એટલે તું હવે મારા આખા દેશને રંજાડવા કટિબદ્ધ થઈ છે.

**નિશા**—હરામી **શશિગુપ્ત**, અરે તારા શૂન્ય હૈયામાં દેશનો સવાલ ક્યારે પ્રગટ્યો? એક વિદેશી લલનાના પાશમાં ફસેલા હેવાન, નથી જાણતો કે તું મારા કબજામાં પુરી રીતે પકડાયેલો છે? તારા મનમાં તારા દેશની લાગણી થોડીઘણી જીવતી રહી હોય તો તે બધી તારે મારા અનુરાગ અગ્નિમાં બાળી ભસ્મ કરવી પડશે. તારૂં જરાકે સ્વતન્ત્ર અસ્તિત્વ છે જ નહીં. મારા હુકમ ઝીલવામાં અને હું જે કહું તે તાબડતોબ કરવામાં જ તારૂં ભલું છે.

**શશિગુપ્ત**—નિશા, હું તારો પતિ છું, અને પતિ સાથે માનપૂર્વક વર્તવું એ તારી ફરજ છે. નાહક અભિમાનમાં અન્યાયી વર્તન ચલાવ્યે જઈશ તો બુઠ્ઠામાં બુઠ્ઠા આદમીને પણ ઉશ્કેરણી થશે અને પરિણામ બૂરૂં આવશે.

મશકવતીનો પ્રદેશ સિકન્દરે મને સોંપ્યો છે. તેમાં સારો રાજ્યવહીવટ ચલાવવાની જવાબદારી મારે શિર છે. મારો લગારે અવાજ સાંભળ્યા વિના તારી મરજી મુજબ જુલમી લુંટ ચલાવ્યે જાય એમાં તારી શોભા નથી.

**નિશા**—જા, જા, **શશિગુપ્ત**, મારા સામે તું શું બકે છે? તું

તો મારા એક ગુલામ જેવો છે. મશકવતીની ખરી માલીક તો નિશા છે. તારે શું લાગે વળગે છે? બસ, હવે, તો હું તને મારા જોડા સાફ કરનાર તરીકે જ ગણીશ. નથી જોતો કે મારા જોડા ઉપર ધૂળ ચઢી ગઈ છે? જલદી સાફ કરી નાંખ મારી મેલી મોજડીઓ.

**શશિગુપ્ત**—નિશા, તું એમ ના સમજીશ કે તારાં નખરાંનો નિશો પી હું કેવળ દિવાન થઈ ગયો છું. મારામાં પણ થોડું ઘણું સ્વાભિમાન ઝળકે છે. હું તારાં જુતાં સાફ નહીં કરી શકું.

**નિશા**—અણુસમજુ આદમી, વ્હાલીના જોડા સાફ કરવામાં તો યુરોપના સભ્ય લોકો પોતાનું ગૌરવ સમજે છે.

**શશિગુપ્ત**—ભલે યુરોપીય લોકો સ્ત્રીઓનાં જુતાં સાફ કરે પણ મારાથી એવું નીચ કામ કદી નહીં બને.

**નિશા**—મૂર્ખ માનવી, નથી જાણતો કે મશકવતીનું બધું લશ્કર મારા કબજામાં છે! નકારની સાથે જ તું મારા સૈન્યના સજડ બન્ધનમાં પડીશ.

**શશિગુપ્ત**—નિશા, તું ગમે તે કરીશ પણ હું તારાં જુતાં તો સાફ નહીં જ કરું.

**નિશા**—સિપાઈઓ, શું જોઈ રહ્યા છો? કબજે કરો આ બળવાખોરને અને નાંખો તેને કાળી કેદમાં.

( સિપાઈઓ **શશિગુપ્તને** પકડે છે. )

**શશિગુપ્ત**—( સ્વગત ) અતિશય પ્રેમી પત્ની સતી સરલાને દુઃખ દઈ આ પાપિણીના પાશમાં ફસાનાર શશિગુપ્ત, તારે માટે તો આવું જ અધમ ભાવિ સર્જાયેલું હોવું જોઈએ.

( સિપાઈઓ **શશિગુપ્તને** પકડી લઈ જાય છે. )

**નિશા**—( સ્વગત ) કાળો માનવી સફેદ સુન્દરીને પરણે ત્યારે તેણે સ્વમાન છોડી જાથુને માટે ગુલામ થવું જ જોઈએ. જરાક સામું બોલ્યો કે તુરત સમજી લેવું કે તેની આવી બુરી હાલત થવાની. ( જાય છે. )

## પ્રવેશ ૨ જો.

**સ્થળઃ—લવકોટમાં પૌરવનો મહેલ.**

( પૌરવ અને ઈલાકુમારી પ્રવેશ કરે છે, )

**ઈલાકુમારી—** ગાયન ૨૯ મું.

અલૌકિક ગુણુ તણા છો ધામ,
વસો મમ હૃદયે સુન્દર શ્યામ,
પૂજું પતિચરણુપદ્મ નિષ્કામ;
રહ્યા છે જેમાં દેવ તમામ—અલૌકિક.
ગ્રીષ્મરવિસમ કાન્તિ દેખી, હારે દુશ્મન હામ;
પણુ સુધારસ પ્યાસી પ્રિયાને શીતાંશુ તુલ્ય આરામ—અલૌકિક.

**પૌરવ**—સહચરી બની ભીષ્મ સમરમાં કર્યાં ઉજ્જવલ કામ;
તેજ પ્રિયા ગૃહદેવી મધુરી મળી ન બેહું દામ—અલૌકિક.

**ઈલાકુમારી**—પ્રાણુનાથ, દુનિયાના દુશ્મનને કબજામાં લીધા પછી તેની સાથે આટલું બધું સમ્માન ભર્યું વર્તન આપનું ભોળપણુ સિદ્ધ કરે છે. જેના હાથે આખા જગત્‌ને કારી ઘા વાગ્યા છે તેના શરીરના ઘા રૂઝવી તેને ફરી તાજો કરવાથી પુનઃ સમગ્ર સંસાર દુઃખ દાવાનળમાં સિજાશે નહીં એની કોણુ ખાત્રી આપી શકે છે?

**પૌરવ**—પ્રિયે, આપણી આર્ય સંસ્કૃતિમાં પડેલા રિપુ તરફ માયાળુ વર્તન કરવાનો આદેશ છે. દબાએલાને દબાવવામાં કશું શૂરાતન નથી. સાજો થયા બાદ પોતાનો પ્રાચીન સ્વભાવ પ્રકટ કરે અને ભારતવાસીઓ પ્રત્યે કૃતઘ્નતા દાખવે તો તેની સામે માનપૂર્વક આત્મસંરક્ષણુ કરવા અને તેની કૃતિનો યોગ્ય પ્રતીકાર કરવા ભારતના તેજસ્વી તનુજો દરેક પળે કટિબદ્ધ છે. હમણાં તો આપણે ઘાયલ થયેલા પ્રતિસ્પર્ધીને પણુ આપણાથી બને તેટલી સવડ કરી આપવી અને તેના શરીરને જેમ બને તેમ જલદી આરામ થાય એવી વ્યવસ્થા કરવી એ જ આપણો પવિત્ર ધર્મ છે. આપણા પુણ્યદેશના ધન્વન્તરિ તુલ્ય ભિષગ્વરોની ચિકિત્સા મરણોન્મુખ માનવીને પણ કૃતાન્તના પંજામાંથી બચાવે છે તો **સિક-**

ન્દરના સાધારણ વ્રણ રૂઝવવામાં તેમને જરાકે અડચણ નડશે નહીં. સિકન્દરને આરામ થાય ત્યાં સુધી તેને કશી હરકત પડે નહીં અને સારવારના કામમાં રશનાને જે જે વસ્તુની જરૂર પડે તે તે વસ્તુ પુરી પાડવામાં જરાકે વિલમ્બ કરશો નહીં એવી મારી ઇચ્છા છે.

**ઈલાકુમારી**—વ્હાલા પ્રિયતમ, રશના જે કાંઈ માગશે તે સઘળું હાજર કરીશ અને સિકન્દરને જલદી આરામ થાય એવો પ્રબંધ કરીશ પણ આપણા જ દેશના જે કૃતઘ્ન કાપુરુષોએ ધરણી-માતાનો દ્રોહ કર્યો છે અને જેઓની મલિન મતિને લીધે આપણા હજારો ભાઈઓને સમરાંગણમાં પોતાના પ્રાણની આહુતિ આપવી પડી છે એવા આપણા જ નિમકહરામ નરાધમોને દાખલો બેસાડવા સારૂ સખ્ત શિક્ષા કરશો કારણકે રાષ્ટ્રના બાહ્ય દુશ્મનો કરતાં અંદરના જ સ્વાર્થલોલુપ સેતાનો લાખોગણું વધારે નુકશાન કરે છે. મારો ધરાદ્રોહી ભાઈ **આન્તિ**, અરેરે, એનું નામ દેતાં પણ મને શરમ આવે છે, સિકન્દર સાથે સંગ કરી તેને સિન્ધુની આ બાજુએ ન લાવ્યો હોત તો આટલા શૂરવીર સૈનિકોની ખુવારી થાત નહીં અને દુસ્તર સિન્ધુ નદી આગળ જ સિકન્દરનો ગર્વ ગળી જાત અને મહત્ત્વાકાંક્ષા છોડી ગ્રીસ તરફ પાછા જવાની તેને ફરજ પડત પણ આપણામાંથી જ ઉત્પન્ન થયેલા દુષ્ટ દાનવોએ જ આપણો આટલો મોટો ભોગ લીધો છે માટે તેવા માનવ પિશાચોને તેમનાં દુષ્કૃત્યનો કઠણ દણ્ડ આપશો એવી મને આશા છે.

**પૌરવ**—સરલ સુન્દરી, આવી દુષ્ટ કૃતિ આપના ભાઈને હાથે થઈ છે એટલે તેમાં મારે હાથે કશું કરવું એ બીલકુલ અનુચિત છે. તમારી ધ્યાનમાં આવે તે પ્રમાણે તમે **આન્તિ**ને ન્યાય આપશો. મારી તો માત્ર એટલી જ ભલામણ છે કે જો તેને પોતાના દુષ્કર્મ માટે હાર્દિક પશ્ચાત્તાપ થતો હોય તો તેના પ્રત્યે દયા દાખવશો. હમણાં જ પહેરેગીરો કેદી **આન્તિ**ને તમારી સન્મુખ રજુ કરશે.

( પૌરવ ઘણ્ટડી વગાડે છે એટલે સૈનિકો દોરડે બાંધેલા **આન્તિ** સાથે પવેશ કરે છે. )

**આન્તિ**—પૌરવ દેવ, તમે મોટા છો, તમે માયાળુ છો, તમે

ચંદ્ર જેવા શીતલ છો. મારો અપરાધ ભયંકર છે. મ્હેં મારા દેશનો દ્રોહ કરી મારી માતૃભૂમિ ઉપર મારા જ હાથે ભીષણ અત્યાચાર કરાવ્યો છે જેને માટે મારા રાઈ રાઈ જેટલા ટુકડા કરવામાં આવે તોપણ મારા પાપનું પુરૂં પ્રાયશ્ચિત્ત થાય નહીં. તેથી કૃપા કરો, મારો પ્રાણ બચાવો.

**પૌરવ**—અધમ **આન્તિ**, ફક્ત **સિ**કન્દરનો સંગ કરી અચકયો હોત અને તે સિવાય તેં બીજું કાંઈ ન કર્યું હોત તો મારે હાથે જ હું તને ક્ષમા આપત પણ તેં તારો સ્વાર્થ સાધવા સારૂ તારી બેન પ્રત્યે જે શોચનીય કાળી કરણી કરી છે તેને માટે મારાથી કશું બની શકે નહીં. **સિ**કન્દર જેવા રુધિરપિપાસુ વિદેશીનો પ્રેમ સમ્પાદન કરવા તેં તારી પવિત્ર બેનના શીલનો ભોગ આપવા જેવું ઘોર પાતક કર્યું છે. અણીના વખતે ભક્તભીડભંજન ભગવાને તારી અનાથ ભગિનીનું સંરક્ષણ ન કર્યું હોત તો કારાગૃહમાં તેની શી દશા થાત એનો તારા મનમાં લગારે ખ્યાલ આવે છે ? ભારત-ભામાનો ભારેમાં ભારે શૃંગાર શીલ છે. એક પણ સતી સુન્દરીના શીલની રક્ષા સારૂ હજારો લાખો આદમીઓએ પોતાના પ્યારા પ્રાણનું તૃણવત્ બલિદાન આપેલું છે, **સી**તાના સતીત્વ ખાતર **રા**માયણનું મહાન્ યુદ્ધ લડાયું હતું અને દ્રૌપદીની આબરૂ ખાતર **મ**હાભારતનો ભયંકર સંગ્રામ થયો હતો. તેને બદલે તું તારા પોતાના જ હાથે તારી બેનની લાજ લુંટાવાના ભયંકર નીચ કૃત્યમાં એક સેતાનનો સહાયક સાથી બન્યો હતો તેના કરતાં વધારે ગર્હણીય બીજું પાતક શું હોઈ શકે ? આવા પૈશાચિક ગુન્હાનો દેહાન્ત દણ્ડ સિવાય બીજો કશો ઉપાય નથી. આ પાપની ક્ષમા મારા હાથમાં નથી. તથાપિ તારી બેનના પગે પડ. તેની જ પાસે તારા અપરાધની ક્ષમા-યાચના કર. જો તારા મનની મલિનતા પુરેપુરી ધોવાઈ ગઈ હશે અને જો તારા અન્તઃકરણને ત્હેં પશ્ચાત્તાપ રૂપી પવિત્ર પાણી વડે સ્વચ્છ નિર્મલ અને ચોખ્ખું બનાવ્યું હશે તો મને લાગે છે કે તારાં કાર્યોને લીધે અત્યન્ત રોષાકુલ થયેલી હોવા છતાં તારી માયાળુ ભગિની તને જીવિતદાન આપશે.

**આન્તિ**—ઈલાબ્હેન, કાગડાને મેંશના સહસ્ર પુટ દેવામાં આવે તોપણુ મારા કાળા કૃત્ય જેટલો શ્યામ ન બને. મારા કાર્યની નીચતાનો આ દુનિયામાં જોટો નથી. મ્હેં મારી ભારત-ભૂમિના રિપુને,મારે પોતાને હાથે આણ્યો છે અને ભૂજનનીના દુઃખનો હું જ કારણુ છું. વિદેશી સત્તા ગમે તેટલી બલવાન્ અને શસ્ત્ર-સમ્પન્ન હોય તો પણુ દેશની અંદરના જ માણુસોના સહકાર વિના તે સત્તા તે દેશને પોતાના કબજામાં આણી શકતી નથી. દેશના બાહ્યસત્તા રિપુઓ કરતાં આન્તરશત્રુઓ ઘણા ખરાબ છે એ સૂત્રના સત્યનો મને હવે પુરો ખ્યાલ આવ્યો છે. તદુપરાંત, મ્હેં તમને જે કષ્ટ આપ્યું છે તેને માટે રૌરવ નરક સિવાય બીજે સ્થળે મારે માટે સ્થાન નથી. મારી બાલિશતાને લીધે મ્હેં મારા ક્ષુદ્ર સ્વાર્થ સારૂ તમને અપાર સંકટ આપ્યું છે. કૃપાલુ કમલાપતિએ જ તમને બચાવ્યાં છે. સતીનો સાચો સહાયક પરમ પ્રભુ પરમાત્મા છે. તેણે તમને વિષમ વિપત્તિમાંથી ઉગાર્યાં છે. મારી દુષ્ટ કૃતિએ મને પાતાળ કરતાં નીચે નાંખી દીધો છે. મારે માટે વધુ જીવવું નકામું છે. કેવળ એટલી જ ઇચ્છા છે કે હવે પછી સાધુ જીવન ગુજારી તમારી સેવા પરાયણુ થાઉં અને મારા સદાચાર વડે તમને સંતોષ આપી મારી પોતાની જ સ્વસાના હૃદયમાં કરેલા કારી જખમને રૂઝવું.

**ઈલાકુમારી**—ભાઈ, ત્હેં મારૂં કશું બગાડયું નથી. મારી નિષ્ઠા સાચી હતી તો ઈશ્વરે મારો વાળ પણુ વાંકો થવા દીધો નથી. શક્તિવાળો આદમી પડેલા ઉપર પ્રહાર કરતો નથી. કરેલા કૃત્ય માટે તને આટલું લાગી આવ્યું એટલું જ બસ છે. હવે તું સારી રીતે સમજી શકયો છે કે અંગત સ્વાર્થ સારૂ ત્હેં તારા દેશનું કેટલું અહિત કર્યું છે. હવે પછી આવા અધમ રસ્તે ફરીથી વહન કરીશ નહીં. તારામાં અને અમારામાં જરાકે જુદાઈ નથી. મિથ્યા ભ્રમને લીધે તું ભિન્ન થયો હતો. માયાનું આવરણુ દૂર થતાં તું અને અમે સઘળા એક થયા છીએ. પહેરેગીરો, આન્તિને મુક્ત કરો.

( પહેરેગીરો આન્તિને બન્ધનમુક્ત કરે છે. )

**આન્તિ**—બ્હેન, તમારી ઉદારતાથી હું બીલકુલ શરમિંદો

બની ગયો છું. મારા હૃદયમાં ખરો વૈરાગ્ય પ્રકટ થયો છે. મને મારા રાજ્ય ઉપર રુચિ નથી. વિતસ્તા અને સિન્ધુ વચ્ચેનો સઘળો પ્રદેશ હું તમને જ અર્પણ કરું છું. તેના ઉપર હવે તમારો જ અધિકાર રહેશે. હું તો ફક્ત તમારા અતિથિ તરીકે શરીર-યાત્રા પુરતા અન્ન ઉપરાંત બીજા કશાની દરકાર કરીશ નહીં અને ઈશ્વરભક્તિમાં જ મારા શેષ દિવસો ગાળીશ. તક્ષશિલાનો અધિકાર બહાદુર ઈલાકુમારીના હાથમાં હશે અને તેમને પોતાના જ પાડોશી પરાક્રમી પૌરવની સાહાય્ય હશે તો ભવિષ્યમાં કોઈ પણ વિજાતીય નરપતિ ભારતમાતા ઉપર આક્રમણ કરવાનો સ્વપ્ને પણ વિચાર નહીં કરે. તદુપરાંત મારી સંપૂર્ણ અભિલાષા છે કે સરિતા-સાગરના સુસંયોગ માફક ઈલાકુમારી પૌરવનો લગ્નસંબંધ થાય. જો આ કાર્ય સિદ્ધ થાય તો સપ્ત સિન્ધુઓના રસવડે સિંચિત આ પુણ્યપ્રદેશમાં એક એવું દુષ્પ્રધર્ષ સામ્રાજ્ય સ્થાપન કરી શકાય કે તેની સામા નજર કરવાની કોઈ પણ સત્તાધીશને હિમ્મત ન ચાલે.

**ઈલાકુમારી**—ભાઈ, તારી ઇચ્છા હશે તો તારી મરજી મુજબ ત્હેં જે કાંઈ કહ્યું છે તે સઘળું થોડા જ સમયમાં ફલીભૂત થશે. હમણાં તો આપણે સઘળા આવા શુભ પરિણામ માટે પરમ કૃપાલુ કમલાપતિ વૈકુણ્ઠ નિવાસી કૃષ્ણચંદ્રની પ્રાર્થના કરીએ.

**સઘળા—** **ગાયન ૩૦ મું.**

જય વ્રજવાસી, અવિનાશી, સુરનાશી;
પદ્મા પ્રેમરસ પ્યાસી—જય.
અચલ દૃઢ ભક્તિના બલથી,
શુદ્ધ થયું ના મન જે મલથી;
કદી તેમાં વાસ તમારો નથી,
તેજે રહ્યા સહુ શઠ ત્રાસી—જય.
તમે દુર્જનનો દર્પ હરો છો,
સંતોના સુખ સારૂ વિચરો છો;
અન્તે ધર્મનો વિજય કરો છો,
ગોપાલ પ્રભુ સુખરાશિ.—જય. ( જાય છે. )

## પ્રવેશ ૩ જો.

### સ્થળઃ—મશકવતી પાસેનું અરણ્ય.

( શેઠ **સુન્દરદાસ** અને કુંવર **ચંદ્રશેખર** **પૌરવે** આપેલા લશ્કર સાથે પ્રવેશ કરે છે. )

**સુન્દરદાસ**—તમે તે પવિત્ર સ્થળમાં આવી પહોંચ્યા છો કે જ્યાં દેશપ્રેમી અશ્વકોએ પોતાના પ્રાણની આહુતિ આપી છે. તેમણે ભારતમાતાના ગૌરવને દીપાવ્યું છે, **સિકન્દરના** પ્રસરતા સૈન્ય દાવાનલની અત્યુષ્ણ જ્વાલાઓને બુઝાવવા પરાક્રમી અશ્વક-ભૂપાલે આજ પ્રદેશમાં પોતાના રુધિરજલનું અત્યન્ત હર્ષ સાથે સિંચન કર્યું છે. આ અરણ્યમાં એવા શૌર્યશાલી સુભટોનાં અસ્થિ જડી આવશે કે જેમના રોમેરોમમાં ભારતમાતાની ભક્તિનો ઝરો નિરન્તર વહ્યા કરતો હતો. આ પુણ્યભૂમિના ઝાડ, પહાડ, શિખરો, ગુફાઓ, નદીઓ, તલાવો, નિર્ઝરો જેવા જડ પદાર્થો પણ અશ્વકોના અપૂર્વ, ભવ્ય, પ્રશસ્ય, અનુકરણીય, દિવ્ય બલિદાનની જીવતી જાગતી સાક્ષી પુરે છે. તેજ ધરણી આજે દેશદ્રોહી **શશિગુપ્તના**, પાતકી કરમાં સપડાએલી છે. તેને મુક્ત કરવા તમે કમર કસી તૈયાર થયેલા છો. સાચા રોષથી જ્વલાયમાન થયેલા વીર ક્ષત્રિયો તમારાં તીક્ષ્ણ શસ્ત્રો વડે અશ્વકોના દેશની શ્રૃંખલાઓના ચુરા કરી નાંખો, **શશિગુપ્ત** તો ફક્ત ઓઠા રૂપે છે. ખરો જુલમ કરનાર તો તેને ફસાવનારી **ગ્રીકરમણી** **નિશા** છે. **નિશાના** અસહ્ય અત્યાચારો-ના બોજા નીચે અશ્વકપ્રજા દબાઈ કચરાઈ પીલાઈ મસરાઈ રહી છે. અશ્વક પ્રજાની શક્તિનો સમૂલ ક્ષય કરવા નિશાએ સઘળા કુત્સિત ઉપાયોનો પ્રયોગ કર્યો છે. કોઈના ઘરમાં કોડી ન રહેવા દેવી અને સઘળી સમ્પત્તિ ચુસી લઈ અશ્વકોના સમગ્ર મુલકને નિર્માલ્ય રસ-કસ હીન બનાવી દેવો એવી યોજનાઓ **નિશાના** ફલદ્રુપ ભેજામાં ઘડાય છે અને હૃદયશૂન્ય ભાડુતી લશ્કરની સાહાય્યવડે તે ક્રૂર યોજનાઓ અમલમાં મુકાય છે. કરનો બોજો એટલો વધી ગયો છે કે કોઈના ઘરમાં કર આપવાનું સાધન રહ્યું નથી. અન્ન વિના ભુખે

રીબાતી સીજાતી કચરાતી પ્રજાએ છેવટે કર નહી આપવાનો દૃઢ નિશ્ચય કર્યો છે. હમણાં તો નિશાના નરાધમ સૈનિકો રાતદિવસ મશકવતી શહેરમાં જપ્તીઓ કરી રહ્યા છે અને સંખ્યાબંધ લોકોને બન્ધનાગારમાં મોકલી રહ્યા છે. દ્રવ્યલોભી નન્દોના કારાગૃહ માફક નિશાનું બન્ધનાગાર હજારો દેશાનુરાગી સાધુ પુરુષોવડે ખીચોખીચ ભરાઈ ગયું છે. કહેવાય છે કે નરપિશાચ નન્દોના કારાગૃહમાં કેદીઓને ચપટી ચણા અને થોડાં પાણીનાં ટીપાં સિવાય બીજું કશું આપવામાં નહોતું આવતું પણ નિશાના બન્ધનાગારમાં પુરાએલા પુણ્ય પુરુષોને તો પ્રાયઃ અનશનવ્રત જ આચરવું પડે છે. અઘોર અત્યાચારની પરિસીમા થઈ છે. પાપિષ્ઠા પ્રેમદાનાં પાતકો વૈરનો પોકાર કરી રહ્યાં છે. સ્વર્ગમાં વિરાજતા શૂરવીર અશ્વકો આપણા ઉશ્કેરાએલા અન્તઃકરણમાં વિશુદ્ધ આવેશ અમૃત સિંચી રહ્યા છે. અશ્વકોના ઉપર ચાલતો કમકમાટી ઉપજાવે એવો અપરિમેય જુલમ વર્ણસાંકર્યનો દારૂણ દુર્વિપાક છે. વિદેશી વામાના હાથમાં ફસાયેલા રમકડા જેવા દેશીના ઓઠા નીચે આ બધો શોચનીય વ્યવહાર ચાલી રહ્યો છે. મારા બહાદુર ક્ષત્રિયો, આ બધી જુલમ પરમ્પરા પળમાં તોડો અને કુંવર ચંદ્રશેખરની શીતલ છાયા નીચે અશ્વકપ્રજાને આરામ આપો.

**ચંદ્રશેખર**—શૂર સુભટો, શેઠજીનું વચન યથાર્થ છે. જુલ્મીની જંજીરને શસ્ત્ર બલે છેદ્યા સિવાય બીજો માર્ગ નથી. પરાક્રમી અશ્વક ભૂપાલ અને વીરશ્રેષ્ઠા માતા કલાવતીનું તેજસ્વી લોહી મારી નસોમાં વહે છે. નિશાના પાતકી દેહના રુધિરવડે તરસ છીપાવવા મારી તરવાર તલસી રહી છે. બસ, હવે બીજી કશી ન કરો વાત પણ જલદી ધસારો કરી દુષ્ટ દુશ્મનનો એક ક્ષણમાં કરો ઘાત.

## ગાયન ૩૧ મું.

જુઓ પેલી શ્યામ દિવાલો કારાગૃહની દેખાયે,
અસંખ્ય ભક્તો વસુન્ધરાના પ્રતિદિન તેમાં પુરાએ.
સહતા ભારી સંકટ હર્ષે સબુરીને ધીરજવાળા,

મ્હેલ અને બન્ધન સ્થળ વચ્ચે, ભેદ જરા નહીં ગણુનારા,
તેવા તેજસ્વી પુરુષો જ્યાં, પુરાયા છે તે સ્થળનો,
કરો ચુરો વિના વિલમ્બે, સાધુજનો સહુ મુક્ત બનો.
ધર્મકાર્યમાં સાચા સુભટો, કટિ કસી તત્પર થાતા,
જરા ન ડરતા મૃત્યુ ભયથી, લાલચમાં નહી લપટાતા,
દુશ્મન દળને છેદે જલદી, ચકચકતા અસિના ઘાએ,
અરિમેઘ વિદારી કાળો, ભારત યશ રવિ સોહાએ—જુઓ.

**સૈન્ય**—કુમાર **ચંદ્રશેખરનો** જય, પાતકી પ્રેમદાનો ક્ષય.

(સઘળા જાય છે.)

---

## પ્રવેશ ૪ થો.

**સ્થળઃ—મશકવતીમાં** કારાગૃહ.

(લોઢાની બેડીઓમાં જકડાએલા કેદીઓ પ્રવેશ કરે છે.)

**કેદીઓ**— **ગાયન ૩૨ મું.**

માન્યું અમે સુખદાઈ, કારાગૃહ, માન્યું અમે સુખદાઈ.
મજા સ્વર્ગીય તેમાં જણાઈ, કારાગૃહ માન્યું અમે સુખદાઈ.
દેશબન્ધુપર જુલમ વર્તેને દણ્ડાય નિર્દોષ ભાઈ,
તેવા સમામાં માની પુરુષને શાન્તિ મળે કેદ માંહી—કારાગૃહ.
જલ ખેંચતાંને આટો પીસતાં કાયાની શક્તિ બઢાઈ,
લોઢાની બેડી તણા ખખડાટે રામની ધુન લગાઈ—કારાગૃહ.
આનન્દે સંકટ સહનારા ભકતોની ભીડ મચાઈ,
બન્ધન સ્થળ દેવમન્દિર ભાસે આત્મીય શુદ્ધિ સધાઈ—કારાગૃહ.
ક્રૂર **નિશાની** કાળી કૃતિના બોજ નીચે કચરાઈ,
રીબાતી ભૂજનની જલદી મુક્ત કરો શેષશાઈ—કારાગૃહ.

(રોષ ભરેલી **નિશા** પોતાના લશ્કર સહિત પ્રવેશ કરે છે.)

**નિશા**—મૂર્ખ કેદીઓ, તમે આટલું આટલું કષ્ટ વેઠો છો તો પણ તમારામાં ડહાપણ કેમ આવતું નથી? શું તમે એમ સમજો છો કે આવી રીતે દુઃખ સહન કરી તમે **નિશાના** કઠોર દિલને

કુમળું બનાવી શકશો ? એવી ખોટી ગણત્રી ભુલે ચુકે કદી કરશો નહીં. નિશા કાળ જેવી ક્રૂર છે. નિશાનું શુષ્ક હૃદય દયાર્દ્ર થાય એ આકાશકુસુમ કે શશશૃંગ જેવું સર્વથા અસંભવનીય છે. માટે તમારી ખોટી હઠીલાઈ છોડી દ્યો, મ્હેં જે કર નાંખ્યા છે તે ભરી દેવાનો વિવેક રાખો. નહીં તો યાદ રાખો કે તમે ઘરબાર વિનાના રખડતા રવડતા ભીખારી થઈ જશો એટલું જ નહીં પણ નિશાના ભયંકર કોપાનલની જ્વાલા તમને પ્રતિક્ષણ બાળ્યા જ કરશે.

**પ્રથમ કેદી**—અમે અમારા જીવનમાં **કર** શબ્દ સાંભળ્યો જ નથી. અમારા રાજ્યમાં અમારે માથે ફક્ત એટલી જ જવાબદારી હતી કે આફતના વખતે **અશ્વકેશને** લશ્કરી મદદ કરવી. તે સિવાય બીજો કશો બોજો અમારે માથે હતો જ નહીં. અમે અમારી જમીન ખેડતા અને જે પાકે તે ખાતા અને મોજ કરતા. અમારો રાજા **અશ્વકેશ** પણ પોતાની જમીન ખેડતો અને પોતાના પરિશ્રમ વડે પ્રાપ્ત થયેલા થોડા વધારે દ્રવ્ય વડે પોતાનો વ્યવહાર નીભાવતો. આપત્તિ સમયે લશ્કરની જરૂર પડતી પણ તેવે પ્રસંગે દરેક અશ્વક ખેડુત હાથમાં હથિયાર લઈ **અશ્વકેશની** સરદારી નીચે દેશનું રક્ષણ કરવા તૈયાર થઈ જતો. અમારા સાદા જીવનમાં અમારે અંદર અંદર લડવાનું કે બાઝવાનું હોય જ નહીં. બસ, બાહ્ય દુશ્મન આક્રમણ કરે ત્યારે સઘળા ભેગા થઈ તેના સામા થઈએ અને અમારી પવિત્ર ભૂમિને છોડી તે રિપુ ચાલ્યો ન જાય ત્યાંસુધી અમે તેને કોઈપણ વખતે ચેન કે આરામમાં રહેવા દઈએ જ નહીં.

**દ્વિતીય કેદી**—જો કોઈ આ દેશનો આદમી અમારા મુલક ઉપર સત્તાધારી બની અમારા ઉપર અન્યાયી કર નાંખે તો તેને પણ અમે તેવો કર આપીએ જ નહીં, ત્યારે તારા જેવી વિદેશી લલના અન્યાયવડે અમારી ખરી કે ખોટી શેઠાણી બની જાય અને અમને કનડવા તત્પર થાય તો તેવી બાહ્યસત્તાને અમે કદી શરણ થઈએ જ નહીં. ભલે અમે કેદખાનામાં સડીએ, ભલે અમે ભુખે ટળવળીએ, ભલે અમે ગજા ઉપરાંત વૈતરૂં કરી રોગગ્રસ્ત થઈએ પણ રાજી ખુશીથી પરકીય સત્તાના તાબામાં રહીએ જ નહીં.

**સઘળા કેદીઓ**—યાદ રાખ, **નિશા**, તું સારી પેઠે યાદ રાખ કે અશ્વકોની સઘળી પ્રજાને કેદખાનાઓમાં પુરી દઈશ તોપણ તે માની પ્રજાની સ્વેચ્છા વિરુદ્ધ કોઈ પણ કાર્ય કરવામાં તું ફાવીશ જ નહીં.

**નિશા**—તમે બધા હજુ અત્યંત બેવકુફ અને પાગલ છો. તમારામાં વિચાર કરવાની શક્તિ નથી. જ્યારે **નિશા** ગુસ્સે થાય છે ત્યારે તેનો ક્રોધ કેટલો પ્રચણ્ડ હોય છે તેનું તમને ભાન નથી. નિશા કોઈની શરમ રાખે તેવી નથી. મારી આજ્ઞામાં લગાર પણ નિરાદર કરનાર માણસ, ભલે, મારો માલિક હોય, તો પણ તેની કેવી બુરી દશા કરું છું તેનો આબેહુબ ચિતાર આપવા માટે હું મારા પતિ **શશિગુપ્ત**ને તમારી આગળ રજુ કરું છું. મારી સામે થવામાં કેટલું સંકટ સહેવું પડે છે તેનો પ્રત્યક્ષ પુરાવો હમણાં જ તમારી આગળ રજુ કરું છું. સિપાઈઓ, અંધારી કોટડીમાં પુરેલા **શશિગુપ્ત**ને મારી સામે ખડો કરો.

( સિપાઈઓ અંધારી કોટડી ઉઘાડી અડધા બેભાન જેવા **શશિગુપ્ત**ને બહાર લાવે છે. )

**નિશા**–કેમ **શશિગુપ્ત**, હવે સાનશુધ ઠેકાણે આવી કે નથી આવી?

**શશિગુપ્ત**—રોફ બતાવતાં તો બતાવ્યો પણ આ કુટિલ કારાગૃહનો કારમો અનુભવ મેળવ્યા પછી બીલકુલ ઠંડોગાર થઈ ગયો છું. હવે તો જે કહો તે કરવા તૈયાર છું. એકવાર નહીં, પણ અગિયાર વાર તમારા જોડા સાફ કરવા ઉમેદવાર છું.

( **નિશા**ના જોડા સાફ કરવા મંડે છે. )

**નિશા**—બસ, બહુ થયું, વ્હાલા **શશિગુપ્ત**, બસ, બહુ થયું. મારો હુકમ થયો કે તુરત પળાવો જ જોઈએ. મારો હુકમ ન. પળાયો એટલે મારી આબરૂને ધોકો લાગે. સત્તાધારીઓ પોતાની આબરૂ જાળવવા ખાતર ગમે તેટલો અત્યાચાર કરે છે. કારણકે સત્તાનો પાયો પ્રતિષ્ઠા છે. પ્રતિષ્ઠા ગઈ તો સર્વસ્વ ગયું. પ્રતિષ્ઠા રહી તો સર્વસ્વ રહ્યું. સેનાપતિ, જાઓ, મારા પ્રિય પતિ શશિગુપ્તને શણગારી સર્વાંગસુન્દર બનાવી મારી આગળ રજુ કરો.

**સેનાપતિ**—જેવી રાણી સાહેબની આજ્ઞા.

( સેનાપતિ શશિગુપ્તને બહાર લઈ જાય છે અને સુન્દર
વસ્ત્રો સજાવી તેને પાછો લાવે છે. )

**નિશા**—જુઓ, કેદીઓ, એક પળમાં કેટલું પરિવર્તન ? મારૂં અપમાન કરી **શશિગુપ્ત** પામર કેદી થયો અને મારૂં માન જાળવી **શશિગુપ્ત** પાછો મારો વ્હાલો ખાવિંદ થયો. **નિશા** એટલી સમર્થ છે કે પળમાં રાયને રંક બનાવે છે અને રંકને રાય બનાવે છે, તેથી તમે બધા ડાહ્યા થાઓ અને મારી મરજીને આધીન થાઓ, નહીં તો, આ ભયંકર બન્ધન સ્થળમાં આખી જિંદગી સડશો પણ તમારી એકે મુરાદ બર નહીં આવે.

**પ્રથમ કેદી**—લાલચમાં લપટાઈ અમારા દેશની પ્રતિષ્ઠાને અમે ઝાંખી નહીં પાડીએ. જેવી તને તારી પ્રતિષ્ઠા વ્હાલી છે, તેવી જ અમને અમારી ભારતભૂમિની પ્રતિષ્ઠા વ્હાલી છે. અમારા દેહનું બલિદાન આપીશું પણ અમારા ભારતનું ગૌરવ નિષ્કલંક અને સૂર્ય સમાન તેજસ્વી દીપાવીશું. આશા ન રાખ કે અમને ફોસલાવી તું ફાવી જાય.

**દ્વિતીય કેદી—શશિગુપ્ત** તો કેટલાએ દિવસથી પોતાના દેશને વિસારી વિદેશી જેવો થઈ ગયો છે. તેનામાં ક્ષણિક શૌર્ય પ્રકટ થાય પણ ભારતભૂમિના પવિત્ર અન્નજલ વડે પોષાએલા ભડવીર ક્ષત્રિયોમાં તો વીરતાનો અખૂટ સતત ઝરો વહે છે. તે કદાપિ સુકાય જ નહીં. ખરો ભારતીય સંતાન તને કર આપી તારી ગુલામગીરી કદી સ્વીકારશે નહીં.

**નિશા**—તમે બકવાદ કરો છો પણ તમારામાં શી તાકાદ છે કે મારા સામા થઈ શકો ? **નિશા** વિફરી એટલે તમારી શી દુર્દશા કરશે એનો ખ્યાલ તમારા મગજમાં લાવો નહીં તો તમારી ખરાબી થશે, તમારા જાનની બરબાદી થશે.

**સઘળા કેદીઓ**— **ગાયન ૩૩ મું.**

**નિશા** વધુ ના બોલ તારી ધમકીની પરવા નથી,
નિર્ભય બન્યા અમ ઉરમાં **નિશાન** ભીતિનું નથી.

મરણમાં જીવન ગણ્યું; નહીં બીક મૃત્યુની જરા,
જપીએ નિરન્તર મન્ત્ર દિવ્ય, સ્વતન્ત્ર થાઓ આ ધરા.
અપયશ ભરેલા જીવન કરતાં મરણ વ્હાલું અતિ ઘણું,
સમ્માન સાથે દેહ ત્યાગી શ્રેય કરશું ભૂતણું.
ચલાવ તું તરવાર બેડીબદ્ધ કેદીના ગળે,
સ્વીકારશું ખૂબ પ્રેમથી હસ્તા મુખે વિના ડરે.
પણ પાપનો પરિપાક રાખ્યો, હાથમાં જગદીશ્વરે,
નિર્દોષનું લોહી મૂલથી વિધ્વંસ જુલમીનો કરે.

**નિશા**—મૂર્ખ માનવીઓ, તરવારના ઝટકે એક ક્ષણમાં જ તમારી ઐહિક ઉપાધિમાંથી છુટા થઈ જશો એવી કલ્પના તમારા મગજમાંથી ભુંસી નાંખો. રીબાવી રીબાવીને અત્યન્ત ઘાતકી રીતે તમારો નાશ કરવામાં આવશે. સિપાઈઓ, શું જોઈ રહ્યા છો ? મારી અવગણના કરનાર આ કેદીઓ અધમુઆ થાય ત્યાંસુધી તેમને ફટકા માર્યા જ કરો.

**સિપાઈઓ**—જેવી રાણી સાહેબની મરજી.

( સિપાઈઓ ફટકા મારવાની તૈયારી કરે છે, એવામાં શેઠ **સુંદરદાસ** અને કુમાર **ચંદ્રશેખર** પોતાના સૈન્ય સાથે ધસી આવે છે.)

**સુન્દરદાસ**—નિર્દોષ ગરીબો ઉપર જુલમ કરનાર આ અત્યાચારી રમણી રાક્ષસીના પિશાચી પદાતિઓનો પ્રલય કરો અને અશ્વકોની પવિત્ર ધરણીમાં અમાવાસ્યાની કાલિમા ફેલાવનાર આ શ્યામ **નિશાને** કબજામાં લ્યો.

**પોરવના સૈનિકો**—અનાથની રક્ષાના ઉત્તમ કાર્યમાં યુદ્ધ કરવાના માંગલિક પ્રસંગે અમારા બાહુમાં હજાર ગણું જોર સ્ફુરે છે. બસ, હવે એક પળમાં જ પાતકી પ્રેમદાની પ્રપંચદિવાલો જમીનદોસ્ત બને છે.

( શેઠ **સુન્દરદાસનું** લશ્કર **નિશાના** સિપાઈઓ ઉપર તુટી પડે છે અને તેમને સખ્ત નસિયત આપે છે. )

**શશિગુપ્ત**—( આગળ આવી સ્વગત ) નથી લાગતું કે આ વખતે **નિશા** ફાવી શકે. ધમાલ ચાલી રહી છે તેવામાં જ અત્રેથી

અગિયારા ગણવામાં ડહાપણ છે. જો પકડાઈ ગયા તો જાણી લેવું કે આપણું ફાંસીના લાકડે સમર્પણ છે, તેથી થઈ જાઓ પગ તૈયાર, જેટલી તાકાદ હોય તેટલી અજમાવી નાસી જાઓ નિર્જન અરણ્ય મોઝાર. ( શશિગુપ્ત નાસી જાય છે. )

( યુદ્ધમાં સુન્દરદાસ નિશાને કેદ પકડે છે. )

**સુન્દરદાસ**—અહર્નિશ અશ્વકોનું લોહી ચુસનારી પિશાચણી, તું તો હસ્તગત થઈ પણ તારો સાથી અમારાથી છુટેલો નિમકહરામ દેશદ્રોહી શશિગુપ્ત ક્યાં છે? જલ્દી, બતાવ, ક્યાં તેને સંતાડયો છે?

**નિશા**—તમે આવ્યા તે પહેલાં અહીં જ ટળ્યો હતો પણ તમારો હુમલો થયો એટલે ઊભી પુછડીએ ક્યાં પોલ થઈ ગયો તેની મને શી ખબર? તમારા ભીરૂ ભારતીઓમાં સામે ઘાએ લડવાનું જીગર જ ક્યાં છે? લડાઈ શરૂ થઈ એટલે વટાણા વાવવામાં જ તેમનું શૂરાતન. હું તો કાયર થઈ ગઈ એવા રાંડવાઓથી.

**સુન્દરદાસ**—આખી જિંદગી વિદેશમાં ગુજારવાથી અને તારા જેવી વિદેશી કુલટાના પરિચયથી શશિગુપ્તમાં આર્યસંસ્કારો ભુંસાઈ ગયા છે, તેથી શશિગુપ્તની કાયરતા માટે તેના ઉપર પડેલા અધમ વિદેશી સંસ્કારો જવાબદાર છે. સૈનિકો, બીજા નંબરનો અપરાધી પકડાયો છે, તેને સખ્ત પહેરામાં રાખો અને અમે પહેલા નંબરના ગુન્હેગારને ગમે તે સ્થળેથી પકડી લાવવા પ્રયત્ન કરીએ છીએ. તે દરમ્યાન આ સઘળા કેદીઓને સન્માન સાથે મુક્ત કરો અને આજથી અશ્વકોની પવિત્ર રાજ્યધુરા હાથમાં લેનાર કુમાર ચંદ્રશેખરનો જયધ્વનિ કરો.

( સઘળા કેદીઓનો છુટકારો કરે છે. )

**સઘળા**—કુમાર ચંદ્રશેખરનો જય, ભારત માતાનો જય.

( પૌરવનો કાગળ લઈ એક ખેપીઓ આવે છે અને સુન્દરદાસના હાથમાં પત્ર આપે છે. )

**સુન્દરદાસ**—( પત્ર વાંચી ) બસ, એક જ શબ્દ વધુ કહેવા માંગું છુ. આ પત્રમાં એમ જણાવવામાં આવ્યું છે કે મહારાજ પરાક્રમી પૌરવે સિકન્દર ઉપર ભારે વિજય પ્રાપ્ત કર્યો છે, એટલું

જ નહીં પણ યુદ્ધમાં ઘાયલ થયેલા **સિકન્દરની** સારવાર કરવાની દિવ્ય ઉદારતા મહારાજશ્રીએ દર્શાવી છે. **સિકન્દરને** આરામ થયો છે અને સર્વ પ્રકારે માંગલિક પરિણામ આવ્યું છે. તેની ખુશાલીમાં **લવકોટ** મુકામે ભવ્ય દરબાર ભરાનાર છે, તેથી જો **મશકવતીને** મુક્ત કરવાનું તમારૂં કાર્ય પરિપૂર્ણ થયું હોય તો તે દરબારમાં સમસ્ત પ્રજાજન સાથે હાજર રહેવા કુમાર **ચંદ્રશેખરને** વિજ્ઞપ્તિ છે. ભાઈઓ, આપ સહુ આ **નિશાને** પકડી **લવકોટ** તરફ વિદાય થાઓ અને અમે જેમ બને તેમ જલદી **શશિગુપ્તને** કબજે કરી આવી પહોંચીએ છીએ.

**સઘળા**—જેવી શેઠજીની મરજી. બસ, એક વાર જોરથી બોલો, મહારાજ **પૌરવનો** જય, પવિત્ર ભારતભૂમિનો જય, પાપનો ક્ષય, ધર્મનો વિજય.

### ગાયન ૩૪ મું.

કરો ઘોષ ભટો સ્નેહથી, ભૂમિ જયનો, ભૂમિ જયનો,
પોકારો નાદ ઉચ્ચ સ્વરથી, ધરોદયનો, ધરોદયનો—કરો.
પ્રથમ ઊજળું દેખતો, પાતકી બહુ મલકાય;
પછડાતો અન્તે યદા, પાપપુંજ ઊભરાય.
હટાતો કર્મપરિપાકથી, રિપુ સન્તનો, રિપુ સન્તનો—કરો.
ધર્મપરાયણ માનવી, ચન્દન સમ મસરાય;
સુવાસ કદી ના છોડતો, અન્તે વિજયી થાય.
પ્રસારો સ્વચ્છ કેતુ કરથી, ગુણી સજ્જનો, ગુણી સજ્જનો—કરો.

( જાય છે. )

---

## પ્રવેશ ૫ મો.

**સ્થળઃ**—અરણ્ય.

( જોગણના વેષમાં **સરલા** પ્રવેશ કરે છે. )

### ગાયન ૩૫ મું.

**સરલા**—બની હું જોગણ વનવાસી
શિવપદપંકજ અભિલાષી—બની.

સ્વયં બળે પણ દિવેટ રહે છે અન્યને પ્રકાશી,
દગ્ધવાસના મારી બનજો પ્રિયતમ સુખરાશિ,
થાઓ પ્રસન્ન અવિનાશી—બની.
વનનાં ફલફૂલ ભોજન માટે, નિર્ઝર જલપ્યાસી;
શિલાશયન સુંવાળું લાગે તજી સબ ઉદાસી;
કેવળ વિભુપર વિશ્વાસી—બની.

સંસારની ક્ષુદ્ર વાસનાઓ છોડયા પછી જે સુખ હું અનુભવું છું, તેનું વર્ણન કરવું મુશ્કેલ છે. વાસનાને ભસ્મ કર્યા પછી માણુસ સ્વતન્ત્રતાના સુધા સમાન સ્વાદુ રસનું અનાયાસે પાન કરી શકે છે. માણુસ જેટલો માયા મોહનો ગુલામ છે તેટલો બીજી કોઈ બાહ્યસત્તાનો ગુલામ નથી. દુનિયાના ગંદા ઉપભોગ મરજી મુજબ કરવા **શશિગુપ્ત**ને છુટો કરી દીધો છે. **નિશા**ની સાથે તેના મનની મુરાદ બેલાશક પુરી પાડો. તેમાં તેમને સુખ થતું હોય તો મને લગારે હરકત નથી. આપણા આપભોગથી બીજો સુખી થતો હોય તો તે બલિદાન સાચા મનસ્વી માનવીને વધારે આનન્દદાયી હોય છે. મ્હેં તો હવે સઘળું છોડી સ્વીકાર્યું છે પરમાત્માનું પવિત્ર નામ અને પામી રહી છું અરણ્યની આબો હવામાં અનુપમ આરામ. (નેપથ્ય તરફ નજર કરી) અહો ! સંપૂર્ણ વિદેશી ઠાઠમાં સજ્જ થયેલો આ કોણ હાંફતો હાંફતો આ બાજુ દોડયો આવે છે ? લાવ, જરા, બાજુએ ખસી તેની ચેષ્ટા જોઉં તો ખરી.

(થાકી ગયેલો **શશિગુપ્ત** પ્રવેશ કરે છે.)

**શશિગુપ્ત**—કારાગૃહનો કબજો શેઠ **સુન્દરદાસે** લીધો અને નફ્ટ નારી **નિશા**નો પુરો પરાભવ કીધો. તે વખતે લાગ સાધી સટકયો નહોત તો બુરી વલે થનાર હતી. કોઈના તો એક બે અપરાધો હોય અને તે પણ સાધારણ અને ક્ષન્તવ્ય પણ મારા ગુન્હા તો પારવિનાના અને એકે એક એવા ભયંકર કે તેમાંના એકને માટે મને ફાંસીને લાકડે લટકાવે તો પણ ઓછું કહેવાય. બીજા કોઈ અપરિચિત માણુસના હાથમાં પકડાઈએ તો તેની ફીકર નહીં પણ આ તો શેઠ **સુન્દરદાસ**ના જ પાશમાં પડવાનું.

**સરલા**—( સ્વગત ) ક્યમ્ આ તો મારા પૂર્વાશ્રમના પતિ શશિગુપ્ત. એમ જણાય છે કે તેમનો પરાભવ થયો છે એટલું જ નહીં પણ મારા પિતા શેઠ **સુન્દરદાસે** જ તેમને સખ્ત હાર ખવડાવી છે. વારૂ, સાંભળું તો ખરી બીજું શું કહે છે ?

**શશિગુપ્ત**—**નિશા** તો કેદ પકડાઈ એમાં કશો શક નથી અને મ્હેં જો અગિયારા ન ગણ્યા હોત તો મારી પણ એજ દશા થાત. મારા પોતાના હાથે ભારતના દુશ્મન વિદેશી નરપતિ **સિક**ન્દરને આ દેશમાં તેડી લાવ્યો એના કરતાં વધારે ભયંકર અપરાધ બીજો શો હોઈ શકે ? પવિત્ર માતૃભૂમિના કટ્ટા વિરોધીને હાથે **મ**શકવતી શહેરનું અને અશ્વકોનું નિકન્દન કરાવ્યું એટલું જ નહીં પણ જ્યારે તે જ આર્યાવર્તના અરિએ વસુધાદ્રોહના ઈનામ તરીકે મને **મ**શકવતીનો વહીવટ સોંપ્યો ત્યારે મારી પોતાની સત્તા પ્રેમાળ ભાવે વાપરી મારા દેશબન્ધુઓને સુખ ન આપ્યું એ મારો બીજો અત્યંત ગંભીર અપરાધ છે. મારી બુરી વર્તણુકના પરિણામે હાથમાં આવેલી સત્તા હાથમાં રાખી શકયો નહીં. હાય ! હાય ! મારી પ્રેમાળ સરલ સ્વભાવની **સ**રલા, ભારતની આદર્શ મહિલા, સજ્જન યા દુર્જન પતિને જ પૂજ્ય પરમેશ્વર ગણનારી, સ્નેહની જ્વલંત જ્યોતિ, નિર્મલ ચારિત્ર્યની ધવલ ચન્દ્રિકા, રુચિર રમણીય ગૃહલક્ષ્મીનો તિરસ્કાર કરી, નીચ સ્વભાવની કુટિલ કુલટા **નિ**શા નિશાચરીના દાનવી પાશમાં સંપૂર્ણ રીતે સપડાયો અને એટલે સુધી પરાધીન બન્યો કે **મ**શકવતીનો વહીવટ જાતે કરવાને બદલે મ્હેં તે દુષ્ટ દારાના હાથમાં પ્યારા દેશબન્ધુઓને સોંપી દીધા અને તેના પિશાચી પ્રપંચમય કારભાર નીચે કચરાતા ગરીબ પ્રજાજનોની દુર્દશા નજર સમક્ષ નિહાળી. **નિ**શાનો સ્વાર્થ તૃપ્ત કરવા આટલી અધમ સ્થિતિ સ્વીકારી તો પણ તે જ **નિ**શાનાં જુતાં સાફ કરવાનું કામ શિરે આવી લાગ્યું અને એવા હલકા કામમાં લગાર આનાકાની કરવાનું પારિતોષિક બન્ધન સ્થળની અંધારી કોટડીમાં મલ્યું. બન્ધનાગાર એટલું તો ઠીક હતું કે ત્યાં દિવસમાં ચપટી ચણાએ ફાકવા મળતા પણ

કેદમાંથી નાસી છુટયો છું, ત્યાર પછી તો અનાજપાણીએ દુર્લભ થઈ ગયાં છે. પકડાવાની દહેસતે ઉભો રહ્યા વિના દોડયે જ ગયો છું પણ હવે એક પણ ડગલું આગળ વધવાની શક્તિ રહી નથી. પગ પાણી પાણી થઈ ગયા છે. છાતીમાં શ્વાસ ભરાઈ ગયો છે. દિલ પર પરસેવો પરસેવો એટલે સુધી થયો છે કે જાણે હું ન્હાયો જ ન હોઉં. આંખે અંધારાં આવે છે. મગજ ફરે છે. બસ, હવે તો ઈશ્વરકૃપાએ થોડું અન્ન ખાવા મલે અને થોડું પાણી પીવા મલે તો ઠીક, નહીં તો અહીં જ રામ શરણ થવાના. હાય ! ઈશ્વર, મારા જેવા દુર્જનની તો આવી જ ગતિ થાય એજ સ્વાભાવિક છે. વિશ્વમ્ભરા વસુન્ધરા, તારો જ મ્હેં આજ પર્યંત દ્રોહ કર્યો છે તથાપિ છેવટે આવી કઠણ પરિસ્થિતિમાં તું જ સારા ખોટા સર્વે ભૂત પ્રાણીઓની આશ્રયદાતા છે. આ લથડી પડતા શરીરને તારા ખોળામાં આશ્રય આપ. ( બેભાન થઈ પૃથ્વી ઉપર પડી જાય છે. )

**સરલા**—આજ મારા પૂર્વાશ્રમના પતિ **શશિગુપ્ત** પોતાનાં પાપનું પ્રાયશ્ચિત્ત ભોગવી, પુરા પાયમાલ થઈ, પશ્ચાત્તાપના તાપે તવાઈ શુદ્ધ થયા છે. કર્યાં કર્મનું સારૂં માઠું ફલ આજ જન્મમાં ભોગવવું પડે છે એ ઈશ્વરન્યાયમાં લગારે ફેર પડતો નથી. તેના જ સુખ માટે સંસાર છોડવાની સાથે તેનો જ મ્હેં પરિત્યાગ કર્યો છે તો પણ આવી દુઃખમય સ્થિતિમાં તેને સહાય કરવી એવી સાક્ષી મારૂં અન્તઃકરણ પુરે છે. પાસેના તલાવમાંથી કમલપત્ર ભેગાં કરી તેનો જે પંખો બનાવ્યો છે તેના વડે પવન નાંખી તેની મૂર્છા નિવારણ કરું, થોડાં ફલ આરોગાવું અને ઠંડું પાણી પાઉં, ગઈ ગુજરી વિસરી જઈ તેની આદરપૂર્વક શુશ્રૂષા કરું એ જ મારો દયા ધર્મ છે, તે જ ભારતીય હૃદયની ભાવનાનો પરમ સુન્દર મર્મ છે.

( **સરલા** પંખો લાવી પવન નાંખે છે, એટલે **શશિગુપ્ત** જાગૃત થાય છે. )

**શશિગુપ્ત**—( ભાનમાં આવી ) આ કોણ મારાં શિથિલ

ગાત્રોમાં શીતલ સમીરનો સંચાર કરી મારા શીર્ણ શરીરમાં નવું જીવન પ્રેરે છે ? અહા ! આ કોઈ અદ્ભુત યોગિની મારા ઉપર દયા લાવી મને જીવાડે છે. દેવી, તમે આ દુષ્ટ આદમીને જીવાડી તેના ઉપર ઝઝુમતા સંકટમાં તેને હડસેલી મુકશો. મારા જેવા પાતકીને આ કુદરતી અરણ્યમાં કષ્ટ શૂન્ય મરણ ભેટી જાય તેમાં જ મારો જલદી છુટકારો છે. ઝાઝું જીવીશ તો પકડાઈશ અને પકડાઈશ તો જેને મ્હેં હેરાન કર્યાં છે તેમને જ હાથે બુરે મ્હોતે મરીશ. સ્વર્ગીય રમણી, તમે પરિશ્રમ ન કરો અને આ પાપીને આજ ક્ષણે સુખેથી મરવા દો.

**સરલા**—મારા દેખતાં તમારો આવી રીતે નાશ થવા દેવાય જ નહીં. બસ, આ જંગલમાં બની શકે તેવી મારી સેવા સ્વીકારો. તમે બેભાન થયા તે વખતે અનાજ માગતા હતા પણ આ વનમાં અનાજ ક્યાંથી લાવું ? પણ આજરોજ હમણાં જ વીણી લાવેલાં તાજાં મધુર ફ્લ છે જે હું આ કુદરતી વાસણ પર્ણપાત્રમાં તમારી સમક્ષ રજુ કરું છું. તે તમે જમો અને પહાડી ઝરાઓનું પવિત્ર બલવર્ધક શીતલ જલ મારા કમણ્ડલુમાં ભરેલું છે તે પીઓ.

**શશિગુપ્ત**—મને હવે જીવવા તરફ લગારે પ્રીતિ રહી નથી પણ તમારો દૈવી સત્કાર પાછો ઠેલવાનું અન્ય પાપ કરી મારા પાતકપુંજમાં વધારો કરવાની હિમ્મત કરી શકતો નથી. ( **સરલાએ** આપેલાં ફ્લ જમે છે અને સ્વાદુ સલિલ પીએ છે.

તમારા આ કુદરતી પદાર્થોએ મારામાં નવા ચેતનનો સંચાર કર્યો છે. હવે મારામાં તાકાદ આવી છે. હવે હું આગળ ચાલી શકીશ એવી મને ધીરજ આવી છે. એક ને એક સ્થળે રોકાઈશ તો પકડાઈ જઈશ, કારણ કે દરેક દિશામાં મને પકડવા હજારો માણસો છુટી ગયા છે.

**સરલા**—ગભરાઓ નહીં. મારા પ્રભાવ આગળ તમને કોઈ પકડી શકશે નહીં અને કદાચ તમે પકડાશો તો પણ છેવટે તમને બચાવવાનું મારામાં સામર્થ્ય છે. કારણ કે તમારા ઉદ્ગારો સાંભળી

મને ખાત્રી થઈ છે કે તમને તમારાં પાપકૃત્યોનો પુરો **પશ્ચાત્તાપ** થયો છે. તેથી બેફીકર બનો.

(નેપથ્યમાંથી, "પેલો કોઈ કાળા કપડાવાળો આદમી દેખાય છે. તે જ આપણો ચોર હોવો જોઈએ. સિપાઈઓ, દોડો. એને જલદી પકડો." એવો ઉદ્‌ગાર સંભળાય છે.)

**શશિગુપ્ત**—દેવી, આવી બન્યું. પકડનાર આવી પહોંચ્યા. બીજી જ ક્ષણે પકડાવાના. પાપનું પ્રાયશ્ચિત્ત ભોગવ્યા વિના છુટકો નથી.

**સરલા**—ફીકર ન કરો. છેવટે બચાવવાનું કામ મારા હાથમાં છે. ગમે તે પ્રકારે તમારૂં રક્ષણ કરીશ. નિશ્ચિન્ત બનો.

(લશ્કર સાથે શેઠ **સુન્દરદાસ** પ્રવેશ કરે છે.)

**સુન્દરદાસ**—ભામટા નિમકહરામ દુષ્ટ દાનવ, ભારતમાં હતો ત્યારે **ચન્દ્ર** જેવો ધવલ હોવાથી કહેવાતો **શશિગુપ્ત** અને વિદેશીઓના પાશમાં ફસાઈ આ કાળા કૃત્યોના પ્રાયશ્ચિત્ત રૂપ કાળા ડગલામાં સજ્જ થયેલા કાળા કૃતાન્ત, માતૃભૂમિના દ્રોહનો ભયાનક દુર્વિપાક ભોગવવા થઈ જા તૈયાર અને પહેરી લે તારા હાથમાં લોઢાના શણગાર.

(**શશિગુપ્ત**ને લોઢાની બેડીઓ પહેરાવે છે.)

અધમ અનાર્ય, ત્હેં બીજા સઘળા ગુન્હા કર્યા પણ તે બધાને ઝાંખા કરી દે એવો ભારે અપરાધ ત્હેં એજ કર્યો છે કે વિદેશી દુષ્ટ દારાના પાશમાં ફસાઈ ત્હેં મારી મૃદુલ સુકુમાર બાલિકા **સરલા**નું તારે હાથે ખુન કર્યું છે. તે કનિષ્ઠ કુલટા **નિશા** જ કહેતી હતી કે જ્યારે **શશિગુપ્તે** **સરલા**નો પોતાના ડાબા હાથે વધ કર્યો ત્યાર પછી જ હું તેની સાથે લગ્નની ગાંઠમાં જોડાઈ. બતાવ, **સરલા** ક્યાં છે? પણ નિન્દાસ્પદ નીચ નિર્લજ્જ પાતકી હેવાન, તું બતાવે ક્યાંથી? ત્હેં તારા અધમ કરવડે તે કુમળા ફૂલને મસરી નાંખ્યું છે. તારાં સઘળાં કાળાં કૃત્યોનો જવાબ દેવા થઈ જા તૈયાર અને તારી મલિન મહેનતનાં કુડાં ફળ તને ભોગવાવશે ક્ષત્રિય શિરોમણિ પરાક્રમી **પૌરવ**, ભારતનો અનુપમ અલંકાર અને શૂરવીરોનો સાચો સરદાર.

**શશિગુપ્ત**—શેઠ સાહેબ, હું મારી કાળી કરણી કબુલ કરું છું અને મારા પાતકનું પ્રાયશ્ચિત્ત ભોગવવા તમે કહો ત્યાં આવું છું. બસ, મારે માટે બીજો કશો ઈલાજ નથી. બુરાં કૃત્યોનું ફલ ભોગવ્યા વિના માણુસનો ખરો છુટકારો થતો નથી. દેવી. રજા આપો.

**સરલા**—ભલે જાઓ. સાચો વ્યવહાર રાખજો. અન્તે ઈશ્વર તમને સાહાય્ય કરશે.

( **સુન્દરદાસ શશિગુપ્તને** પકડી લઈ જાય છે. )

**સરલા**—(સ્વગત) પરમાત્મન્, તારી અકળ કળાનો પાર પામવાની મનુષ્યજાતિમાં તાકાદ નથી. ક્યાં **શશિગુપ્તનો** મેલાપ અને ક્યાં તેનું પકડાવું? સસરાના હાથમાં જમાઈ કેદ! કેવી કેવી અદ્ભુત ઘટનાઓ! વળી વિચારો તો ખરા આ જીવતી જાગતી **સરલા** પણ તેજ **સરલાના** ખુન માટે **શશિગુપ્ત** ઉપર આરોપ! તેમાં મારો નથી લગારે દોષ પણ તેના દુષ્કૃત્યનો છે કારમો કોપ. તેથી તેને બચાવવાની ચાવી છે મારે હાથ, મારી ગફલત થઈ તો તેનું રક્ષણ કરવાની કોઈની નથી તાકાદ. તેથી બીજું કાર્ય છોડી ચાલી જાઉં પૌરવને દરબાર, અણીના વખતે ઉઘાડી પડી બચાવું મારા પૂર્વાશ્રમનો ભરથાર. ( જાય છે. )

---

## પ્રવેશ ૬ ઠ્ઠો.

**સ્થળ**:—લવકોટમાં પૌરવનું દરબાર ગૃહ.

( **પૌરવ, ઈલાકુમારી, કુલાવતી, સિકન્દર, રશના, આન્તિ, હીપેસ્ટીઅન, અક્ષયરથી** વગેરે પ્રવેશ કરે છે. )

**ગાનારીઓ**— **ગાયન ૩૬ મું.**

પરાક્રમી પૌરવ છો ગૌરવ, ભારતના ઈન્દુસન્તાન;
ક્ષાત્ર શિરોમણિ જ્યોત્સ્ના ઉજ્જવલ, ધવલ વિમલ કીર્તિમાન્;
જેના વિક્રમથી શોભે છે, માનવતી ભારત વસુધા,;
જેના શૌર્યે માત પીએ છે, સ્વાધીનતાની મિષ્ટ સુધા.

આર્યપ્રજાપર જે આપત્તિ, પડી હતી દુઃખ કરનારી;
બલિષ્ઠ બાહુબલથી ક્ષણમાં, દિવ્ય નૃપતિએ વિદારી;
સત્ય ન્યાય નીતિ રીતિને, ઉદારતામાં સુર સમાન;
ધર્મરાજ્ય સ્થાપી ઓજસ્વી પ્રકાશતા ભૂમિ અંશુમાન્,
શુભ્ર યશ વ્યાપો અવનીમાં, પ્રજા પામજો સુખ હંમેશ;
સસ્યવર્ધિની વૃષ્ટિ થાઓ, લીલાલ્હેર કરો પરમેશ.

**સિકન્દર**—મહારાજા પૌરવ, તમારા ગૌરવથી હું વિસ્મય પામ્યો છું. પડેલા દુશ્મનની આટલી આગતાસ્વાગતા કરવાનો વિચાર સરખો પણ યુરોપના મગજમાં ઉતરી શકે જ નહીં. રિપુ કબજામાં આવ્યો એટલે તેને નિઃશેષ સાફ કરી નાંખવો એ યુરોપનું સૂત્ર છે. અમારી માન્યતા મુજબ લડાઈના મેદાનમાં દયાનો અવકાશ છે જ નહીં. પણ તમારી સંસ્કૃતિની ઉદારતાએ તો મને મુગ્ધ કરી નાંખ્યો છે.

**પૌરવ**—સિકન્દરશાહ, અમારા ક્ષાત્રધર્મની ઉત્તમતાનું રહસ્ય સમજવું મુશ્કેલ છે. અમે ધર્મયુદ્ધ જ કરીએ છીએ. બીજાનો મુલક પડાવવામાં અમે અમારા બલનો ઉપયોગ કરતા નથી. અમે અમારા પવિત્ર દેશને વિદેશી અત્યાક્રમણમાંથી બચાવવા લોહીના છેલ્લાબિન્દુ સુધી લડીએ છીએ. ફક્ત આત્મસંરક્ષણ સિવાય ભારતીય વીરો પોતાની સમશેરને મ્યાનમાંથી બહાર કાઢતા નથી. અમે કેવળ અમારા બચાવ ખાતર જ યુદ્ધ કરીએ છીએ; તેથી અમારૂં યુદ્ધ દર પ્રસંગે ધર્મ યુદ્ધ જ ગણાય છે. આ ધર્મ–યુદ્ધ દુશ્મનનો પરાજય થયો એટલે તરત પુરૂં થાય છે. સમરક્ષેત્રમાંથી નાસી જતા અથવા યુદ્ધસ્થળમાં ઘાયલ થયેલા દુશ્મન ઉપર સાચા ક્ષત્રિયો કદી પ્રહાર કરતા નથી. દુશ્મનની નિરાધાર સ્થિતિનો આર્યજનો લાભ લેતા નથી. આજ કારણથી અશ્વકોની લડાઈ વખતે તેમ જ કારાગૃહમાંથી ઈલાકુમારીને છોડાવી તે વખતે મ્હેં તમારા ઉપર ઘા કર્યો નથી. ધર્મયુદ્ધના નિયમો એટલા સખ્ત છે કે રથમાં બેઠેલો યોદ્ધો પગપાળાની સાથે લડી શકતો નથી. એવો પ્રસંગ આવે ત્યારે રથ છોડી પ્રતિસ્પર્ધીના જેટલાં જ સાધનો રાખી તેની સાથે

સુદ્ધ કરે છે. આજ આર્યસંસ્કૃતિનું પરમરહસ્ય છે. આજ પવિત્ર ઋષિમુનિઓના સિદ્ધાન્તનો અનુપમ આદર્શ છે, તેથી લડાઈ દરમ્યાન તમે ઘાયલ થયા એટલે તમારા ઉપર અમારાથી અયોગ્ય લાભ લઈ શકાય જ નહીં. તે વખતે તો અમારાથી બનતી સરભરા કરી તમને આરોગ્ય બક્ષવું એજ અમારા આર્યધર્મનું ફરમાન છે.

**સિકન્દર**—મહારાજા પૌરવ, તમારા ધર્મના ઉચ્ચ આદેશો-પ્રત્યે મને જે આદરભાવ ઉત્પન્ન થયો છે તેનું હું યોગ્ય શબ્દોમાં વર્ણન કરી શકતો નથી. બ્હેન ઈલાકુમારી, તમે તો હદ કરી છે. તમારા ઉપર જે જે અત્યાચારો મારા હાથે થયા તે બધા વિસરીને તમે મારી જે સરભરા કરી છે અને મને જે થોડા જ સમયમાં સંપૂર્ણ આરામ કરી દીધો છે તેને માટે હું શું કરી શકું તે મને સુઝતું નથી. કરેલાં કર્મ માટે લાચારીનો તો પાર નથી. પણ આધુનિક પ્રસંગે બધી ભૂતકાલની બાબતોને ધોઈ નાંખે એવું કરવાની મારી ફરજ છે, તેથી હું ઘણી જ નમ્રતાથી તમારી ક્ષમા યાચના કરું છું.

**ઈલાકુમારી—સિકન્દરશાહ**, અમારા અડગ ટેક આગળ કોઈનો અત્યાચાર નભી શકતો નથી, તેથી અમને જે કાંઈ વીત્યું એમાં તો અમારી વિશુદ્ધિની કસોટી થઈ છે અને અગ્નિમાં તાવેલા સુવર્ણ માફક અમારી અને અમારા ધર્મની આબરૂ સહસ્રગણી વધી છે. તેથી ગત બાબતો માટે અમને ખેદ નથી. ફક્ત અમારે એટલું જ કહેવાનું છે કે ભવિષ્યમાં કોઈ નારી ઉપર કુદૃષ્ટિ કરી તેને હેરાન કરશો નહીં.

**સિકન્દર**—પવિત્ર ઈલાકુમારી, હું તમારો અત્યન્ત આભારી છું. તમને આપેલા ત્રાસ માટે જેટલી તોબા પોકારૂં તે ઓછી છે. ફકત એટલું જ કહીશ કે તમને મારી પુત્રી કરતાં અધિક ગણું છું અને મારી પાસે આ વખતે જેટલું ધન અને જવાહીર છે તે સઘળું તમારા ચરણ આગળ અર્પણ કરું છું. આ મારી નમ્ર માગણી સ્વીકારો એટલે પછી મારા મનમાં જે ઇચ્છા રમી રહી

છે તે હું જાહેર કરું. અક્ષયરથી, આપણી સઘળી કીમતી વસ્તુઓ બ્હેન ઈલાકુમારીને અર્પણ કરો.

**ઈલાકુમારી**—સિકન્દરશાહ, મ્હેં તો તમને મારા પિતાતુલ્ય જ ગણ્યા છે. તેથી તમે જે આપશો તે લેવામાં મને હરકત નથી.

( અક્ષયરથીએ આપેલી વસ્તુઓ ઈલાકુમારી પ્રેમપર્વક સ્વીકારે છે. )

**સિકન્દર**—ભાઈ આન્તિ, તમે મને રાજી કરવા જે દુર્બુદ્ધિ વાપરી છે તે ખરેખર નિન્દાપાત્ર છે. પોતાના આરામ ખાતર જે જે મનુષ્ય પોતાના દેશને બંધાવવા તત્પર થાય છે તેના જેવો કોઈ નીચ નથી. તમે મને લલચાવી આગળ ખેંચ્યો ન હોત તો સિન્ધુ નદી આગળથી જ કદાચ હું પાછો જાત અને તમારા દેશને લગારે સંકટ ન પડત. પણ તમારા આમન્ત્રણથી હું આગળ વધી શકયો અને તમારા હજારો દેશબન્ધુઓનું બલિદાન મારા હાથે થયું તે બધા પરિણામ માટે તમે જવાબદાર છો. જો તમારા જેવી વૃત્તિ તમારાં સન્તાનો રાખશે તો ભવિષ્યમાં તેમની ઘણી માઠી હાલત થશે, જ્યારે પોતાની જ આત્મિક શક્તિ વડે પોતાનો ઉદ્ધાર કરવા મથશે. ત્યારે જ તેઓ સ્વાધીનતાનો મીઠો સ્વાદ ચાખશે. હું જાણું છું કે તમને તમારાં કૃત્યો માટે સખ્ત પશ્ચાત્તાપ થયો છે અને તમારી ઉદાર બ્હેને તમને તમારાં દુશ્ચરિતની ક્ષમા આપી છે. તેથી હું તમારી કને એટલી જ માંગણી કરું છું કે તમે મને એક મહાન્ પુણ્ય મારે હાથે કરવા દ્યો.

**આન્તિ**—સિકન્દરશાહ, બેશક, મારાં કરેલાં કાળાં કર્મ માટે હું અત્યન્ત પસ્તાઉં છું. તમે જે કહેશો તે પ્રમાણે હું વર્તવા ખુશી છું.

**સિકન્દર**—ભાઈ આન્તિ, આપની પવિત્ર ઈલાકુમારીને હું મારી દીકરી સમાન ગણું છું અને તે બાલાના નિષ્કલંક કરનું દાન મહારાજા પૌરવના હાથમાં આપી કન્યાદાનનું મોટું પુણ્ય મેળવવા ઇન્તેજાર છું. તેમાં તમારી અનુજ્ઞાની પ્રતીક્ષા કરું છું.

**આન્તિ**—જે મારી મરજી છે તે જ તમારી છે. તેથી કન્યાદાન વખતે તક્ષશિલાના સમગ્ર પ્રદેશનું દાન વરકન્યાને મારી વતી

કરશો એટલે હું મારા પાપકૃત્યોનું પ્રાયશ્ચિત કરવા મારી શેષ જિંદગી ઈશ્વરભજનમાં ગુજારૂં.

**સિકન્દર**—ભાઈ આન્તિ, તમારા ઉદ્ગારોથી હું ઘણો રાજી થાઉં છું. મહારાજા પૌરવ, તમે મારી માગણી સ્વીકારશો અને આ ભારતરમણી દેવી સમાન તેજસ્વી લલના સતી શિરોમણિ ઈલાકુમારીનો કરકમલ ગ્રહણ કરી મને ઉપકૃત કરશો. ( ઈલાકુમારીનો હાથ પૌરવના હાથમાં આપે છે. )

**પૌરવ**—સિકન્દરશાહ, જેવી તમારી મરજી.

**ઈલાકુમારી**—પિતાજી, જેવી તમારી મરજી.

**સિકન્દર**—પ્રેમી દમ્પતી સુખી થાઓ અને તમારા બાહુબલથી તમારા ભારત દેશને સર્વદા સ્વતન્ત્ર રાખો. તમારૂં યુગલ ઇન્દ્ર–ઇન્દ્રાણી, વિષ્ણુ–લક્ષ્મી અથવા શંકર–પાર્વતી સમાન ઐહિક અને પારલૌકિક પરમાનન્દ પ્રાપ્ત કરો એવી જગદીશ પરમાત્મા પ્રત્યે પ્રાર્થના કરું છું. તમારી ઉચ્ચ કારકીર્દિથી લવકોટ અને તક્ષશિલાના રમણીય પ્રદેશને દીપાવો. બસ, હવે, મારે ઇરાન અને સીરીઆ તરફ પાછું જવું પડશે કારણ કે મારી ગેરહાજરીમાં ત્યાં શોચનીય અવ્યવસ્થા થઈ ગઈ છે, તેથી હું ત્યાં જઉં તે પહેલાં હું તમારૂં શું હિત કરું ?

**પૌરવ**—હવે અમારે કશી હરકત રહી નથી. તેથી તમે સુખેથી પધારો.

( સિકન્દર, રશના, હીપેસ્ટીઅન, અક્ષયરથી વગેરે ગ્રીક લશ્કર સાથે જાય છે. )

**પૌરવ**—શેઠ સુન્દરદાસને આજના દરબારમાં હાજર રહેવાની સૂચના કરેલી પણ શા સારૂ હજુ શેઠજી પધાર્યા નથી ? મશકવતી પુનઃ સ્વતન્ત્ર થયેલું જોવા મારૂં હૃદય અત્યન્ત ઉત્સુક છે.

( કુમાર ચંદ્રશેખર અને સુન્દરદાસ શેઠ પોતાના લશ્કર સાથે કેદીઓ નિશા અને શશિગુપ્તને પકડી પ્રવેશ કરે છે. )

**સુન્દરદાસ**—મહારાજા પૌરવ, તમારા બલવાન્ સૈનિકોની

સાહાય્યથી **મશકવતીને** મુક્ત કર્યું છે અને **અશ્વકોના** ઉપર જુલમ કરનાર આ બન્ને દાનવોને તમારી હજુરમાં રજુ કર્યા છે.

**પૌરવ**—શેઠ **સુન્દરદાસ**, **મશકવતી** સ્વતન્ત્ર થયું તેથી મને ઘણો હર્ષ થાય છે. શૂરવીર **અશ્વકેશની** નિષ્કલંક ગાદી ઉપર મહારાણી કુલાવતીના બહાદુર કુમાર **ચંદ્રશેખરનો** અભિષેક કરો.

**કુલાવતી**—વ્હાલા બાળ **ચંદ્રશેખર**, કેટલા દિવસે મ્હેં તારાં ફરી દર્શન કર્યા. હવે તને તારા પિતાના સ્થળે અભિષિક્ત થયેલો જોઈ હું ઘણી પ્રસન્ન થઈશ. ગમે તેટલી આપત્તિ નડે પણ છેવટે પરિણામ સારૂં આવે તો કુદરતી રીતે માણસના હર્ષનો પાર રહેતો નથી. આ બધું શુભ પરિણામ આપણા શેઠ **સુન્દર-દાસની** શૂરવીરતાને આભારી છે.

**સુન્દરદાસ**—મહારાજા **પૌરવ** તથા અમારાં **મશકવતીનાં** રાણી કુલાવતી, અમારાથી જે થઈ શક્યું છે તે બધું તમારાં હાર્દિક આશીર્વાદનું ફલ છે. તમારી મરજી મુજબ અમે કુમાર **ચંદ્રશેખરનો મશકવતીના** ભૂપતિના સ્થળે અભિષેક કરી દીધો છે અને સમગ્ર અશ્વકોએ તેમને પોતાના નૃપતિ તરીકે સહર્ષ વધાવી લીધા છે. કુમાર નાના છે ત્યાં સુધી મહારાણી કુલાવતી રાજમાતા તરીકે પ્રજાનું પુત્રવત્ પાલન કરશે, પણ આ **મશકવતીના** જુલ્મ-ગારોનો ન્યાય આપના પવિત્ર હાથે થવાની જરૂર છે.

**પૌરવ**—શેઠ **સુન્દરદાસ**, આ નારી કોણ છે?

**સુન્દરદાસ**—મહારાજા **પૌરવ**, તે જ છે **ઘીકરમણી નિશા** જેણે **મશકવતીના** માનવીઓ ઉપર અસહ્ય અત્યાચાર ગુજાર્યો છે.

**પૌરવ**—**નિશા**, ત્હેં શા સારૂ **મશકવતીની** પ્રજા ઉપર સીતમ ગુજાર્યો?

**નિશા**—એમાં મારો શો દોષ છે? **સિકન્દરે** વહીવટ સોંપ્યો આ પેલા યુરોપની વાનરશાહી નક્કલ કરનારા **શશિગુપ્તને**. એનાથી કશું ન બન્યું એટલે મારા હાથમાં અધિકાર આવ્યો. મારી મરજી મુજબ મ્હેં મારો દોર ચલાવ્યો. એનામાં પાણી હોત તો મારાથી શું થઈ શકવાનું હતું?

**પૌરવ**—**નિશા**, તારૂં કહેવું એક રીતે ખોટું નથી. જ્યારે આપણા પોતાનાથી કારભાર ન થાય ત્યારે બધી લગામ ત્રીજાના હાથમાં જતી રહે અને પરિણામે મરો થાય પ્રજાજનનો. પણ તું **શશિગુપ્ત**ના ઉપર ખોટો દાબ બેસાડી શકી તેનું કારણ કાંઈ બીજું હોવું જોઈએ.

**નિશા**—એમાં હું શું કરું? મારી પાછળ એટલો લટ્ટુ થઈ ગયો હતો કે તેણે મારી સાથે લગ્ન કરવા માટે એની પરણેત બાઈ ભલી **સરલા**નું ખુન કર્યું અને મારી સાથે મુગ્ધ બની વિવાહ કર્યો. તેથી મારા કબજામાં પુરેપુરો આવ્યો અને બની ગયો ફક્ત મારા ખાસદાર જેવો અને હું થઈ ગઈ **મશકવતી**ની ખરી રાણી. પછી મારાથી બન્યો તેટલો જુલમ કરી લીધો અને સત્તાનો મદ ભોગવી લીધો.

**પૌરવ**—**નિશા**, તું કહે છે તેમાં શું ખોટું છે? જ્યારે અમારો પોતાનો જ આસામી હથિયાર રૂપ થાય ત્યારે ઇતર મનુષ્યો અમારા ઉપર કનડગત કરી શકે છે. ખરો દોષ **શશિગુપ્ત**નો છે. તેણે જ લાલચ બતાવી **સિકન્દર**ને ભારત તરફ દોર્યો. તેને લીધે જ ભારતની દુર્દશાનો આરમ્ભ થયો. માતૃદ્રોહ બદલ **મશકવતી**નો ક્ષત્રપ બન્યો પણ શ્વાનના પેટમાં ક્ષીર ન ટકે તેવી રીતે તે સાહ્યબી **શશિગુપ્ત** જીરવી શક્યો નહીં. તેનો દુરુપયોગ કર્યો એટલું જ નહીં પણ તારા મોહપાશમાં ફસ્યો. પોતાની પતિવ્રતા સ્ત્રી **સરલા**નો ખુની બન્યો અને તારા પંજામાં પુરો પકડાયો. તેનાં પાપકૃત્યોનું બુરૂં ફળ **મશકવતી**ની પ્રજાને ભોગવવું પડયું.

**નિશા**—મહારાજા, એ બધી બાબતમાં કસુર **શશિગુપ્ત**નો છે. એનામાં લગારે ચારિત્ર્ય હોત તો મારા જેવી રખડતી રમણીના મોહમાં ફસાઈ પોતાની કુલવધૂનું ખુન કદાપિ ન કરત. કેટલો નીચ કે મ્હેં જે કહ્યું તે બધું ઘાંચીના બેલ માફક કર્યું. લગારે આંખ ઊઘાડીને જોયું નહીં. મ્હેં કહ્યું, "**સરલા**નો વધ કર," તો તરત **સરલા**ના લોહી વડે ખરડાએલા હાથે મને પરણવા તૈયાર થયો. મ્હેં કહ્યું, "રાજ્યવહીવટ મને સોંપી દે," તો તરત જાતે મ્હેલ-

કુકડો બની ગયો અને મને બધી રાજ્યની લગામ આપી દીધી. મ્હેં કહ્યું, "મારાં જુતાં સાફ કર," તો તે વખતે જરા સામું બોલ્યો પણ મ્હેં અંધારી કોટડીનો અતિથિ બનાવ્યો. થોડા દહાડા પછી બહાર કાઢ્યો તો જુતાં સાફ કરવા મંડી ગયો. જ્યાં સુધી તમારામાં જ આવા હીચકારા હેવાનો પાકે છે ત્યાં સુધી મારા જેવા પ્રપંચીઓના જુલમમાં તમારા દેશબન્ધુઓ ફસાવાના તેથી ખરો ગુન્હેગાર **શશિગુપ્ત** છે. એનામાં જો તલભાર જાતીય ગૌરવ હોત તો મારૂં કશુંએ ફાવત નહીં.

**કલાવતી**—નિશા, તું કહે છે તે પ્રમાણે અમારામાંથી જ ઉત્પન્ન થયેલા કેટલા નીચ પુરુષોએ રિપુના હાથમાં રમકડાં બની અમારા પુણ્ય પવિત્ર ભારતવર્ષની દુર્દશા કરી છે. તેથી અમે અમારામાંના જનનીદ્રોહી નરાધમોને ખરા અપરાધી ગણીએ છીએ. મહારાણા **પૌરવ**, **નિશા**ને તો બાજુએ મુકો પણ **શશિગુપ્ત** ઉપર તો બિલકુલ આકરી સજા થવાની જરૂર છે.

**પૌરવ**—મહારાણી કલાવતી, તમે કહો છો તે બીલકુલ બરોબર છે. **નિશા**, તું જે ખરાબી કરી શકી છે તેનું મૂળ કારણ **શશિગુપ્ત** છે એવી અમારી ખાત્રી થઈ ગઈ છે. પણ તને હવે અમે અમારા મુલકમાં એક પળ પણ રહેવા દઈશું નહીં. સિપાઈઓ, આ નારીને પકડો અને જલદી જઈ જે હોડીઓમાં **સિકન્દર** પોતાના લશ્કર સાથે ઈરિની અખાત તરફ જાય છે તેમાં એને બેસાડી આવો. ઇચ્છવા નહીં યોગ્ય વિદેશી જનોને આપણી ધરણી ઉપર ટકવા દેવામાં ભારે નુકશાન છે.

**નિશા**—હાય, હાય, મ્હેં મળેલી તકનો દુરુપયોગ કર્યો તો દાસીમાંથી રાણી થઈ પણ પાછી રાણીમાંથી દાસી થઈ ગઈ.

**સિપાઈઓ**—જેવી મહારાજાની મરજી. ( **નિશા**ને પકડી લઈ જાય છે. )

**પૌરવ**—**શશિગુપ્ત**, બસ, તારા જ અપરાધ ઘણા ભયંકર છે. તું જ **સિકન્દર**ને લાવ્યો. ત્હેં જ બહાદુર અશ્વકોનાં લોહી વ્હેવડાવ્યાં. તું જ **સિકન્દર**નો માનીતો **મશકવતી**નો ક્ષત્રપ થયો તો

પણ ત્હેં તારા હાથમાં આવેલી હકુમતનો બુરો ઉપયોગ કર્યો. તારી નજર આગળ મશકવતીના પ્રજાજનોની દુર્દશા થવા દીધી એટલું જ નહીં પણ તારી ક્ષુદ્ર વિષયલાલસા તૃપ્ત કરવા સતી શિરોમણિ સાધ્વી પવિત્ર **સરલા**નું ખુન કર્યું. શેઠ **સુન્દરદાસ**, તમારી પ્રિય પુત્રીના ખુનથી ખરડાએલા આ નરરાક્ષસને તમે કહો તેવો ભયંકર દણ્ડ દઉં.

**સુન્દરદાસ**—મારૂં કુમળું ફૂલ આ દુષ્ટના હાથમાં કચરાઈ ગયું, છુંદાઈ ગયું. બસ, એ દુર્જનથી હું પુરો કંટાળ્યો છું. એને ગમે તેવી સજા થશે પણ મ્હને આંસુનું ટીંપુ નહીં પડે. મારી ભલી **સરલા**, મારી મુગ્ધ **સરલા**, તારૂં આ પિશાચને હાથે આવું અપમૃત્યુ! મહારાજા પૌરવ, આ નરપશુને વધારે વખત આ જીવલોકની હવા ખાવા દેવામાં માલ નથી.

**પૌરવ**—શશિગુપ્ત, મ્હેં બતાવ્યા તે મુજબ તારા ઉપર આરોપ મુકવામાં આવે છે એટલું જ નહીં પણ **સરલા**ના અતિશય નિન્દાપાત્ર વધ માટે તું ગુન્હેગાર સિદ્ધ થાય છે. બચાવમાં તારે કાંઈ કહેવું છે?

**શશિગુપ્ત**—શું કહું? તમે કહો છો તે બધા દોષો મારા હાથે થયા છે. મારા પાપ માટે દેહાન્ત દણ્ડની સજા પણ ઓછી છે. જે દણ્ડ દેશો તે ખમીશ ત્યારે જ મારા પાતકપુંજ ધોઈ શકીશ.

**પૌરવ**—શશિગુપ્ત, ત્યારે હું **સરલા**ના ખુન માટે તને દેહાન્ત દણ્ડની સજા કરું છું.

(જોગણ વેષે **સરલા** પ્રવેશ કરે છે.)

**સરલા**—મહારાજા **પૌરવ**, **સરલા**ના ખુન માટે **શશિગુપ્ત**ને સજા કરવાની બીલકુલ જરૂર નથી.

**પૌરવ**—દેવીજી, શામાટે?

**સરલા**—મહારાજા, **સરલા** હજુ જીવે છે તેટલા માટે.

**સુન્દરદાસ**—દિવ્ય યોગિની, **સરલા** જીવે છે તો અમારી સમક્ષ રજુ કરો. નહીં તો અમારાથી એવી અસંભવિત હકીકત માની શકાય નહીં.

**સરલા**—શેઠજી, આ યોગિની જ તમારી પુત્રી **સરલા** છે. જરા ધ્યાન દઈ તપાસો તો ખરા.

**સુન્દરદાસ**—શું તું જ મારી પ્રિય તનયા **સરલા**? (**સરલાને** ભેટી પડે છે.) બેટા, તારી આવી સ્થિતિ શા સારૂ?

**સરલા**—પિતાજી, મારૂં ખુન થાત એમાં લગારે સંદેહ નહતો પણ મ્હેં સંસારી જીવન છોડી જોગણ થવાની સરતે મ્હોતને આઘું ઠેલ્યું. **શશિગુપ્તે** મને વેરાગણ તરીકે જીવવા દીધી.

**શશિગુપ્ત**—(સ્વગત) હાય! હાય! **નિશાના** મોહમાં ફસાયો નહોત અને આ સ્વર્ગીય દેવીનો દ્રોહ ન કર્યો હોત તો તું કેટલો સુખી થાત? પણ અફસોસ, હવે એ નારીરત્ન હાથમાંથી ગુમાવ્યું તે ગુમાવ્યું જ. બસ, હવે, તો જલદી ફાંસીના લાકડે ચડાવી દે તો બહુ સારૂં કે શરમના ઊંડા ગર્તમાં નાંખી દેનારી આ અદ્‌ભુત પરિસ્થિતિમાંથી જલદી છુટી શકાય.

**સુન્દરદાસ**—મહારાજા **પૌરવ**, મારી પ્રિય પુત્રી **સરલાના** સમાગમથી હું અત્યારે ઘણો રાજી થયો છું અને હવે **સરલાના** વધ માટેની સજા તો **શશિગુપ્ત** ઉપર ન કરો.

**પૌરવ**—શેઠજી, ત્યારે દેશદ્રોહના ભયંકર પાતક માટે તેનો શિરશ્છેદ કરો.

**સુન્દરદાસ**—ના, મહારાજા, ના. મારી પ્રિય તનયાના સૌભાગ્ય સ્તંભનો નાશ કરી તેને વૈધવ્ય પ્રદાન કરવું અનુચિત છે.

**પૌરવ**—શેઠજી, ત્યારે એમ તમારી મરજી હોય તો તેને જન્મ પર્યંત કારાગૃહવાસની સજા ફરમાવીએ.

**સુન્દરદાસ**—મારી વ્હાલી દીકરીના સારા, યા, ખોટા ભરથારને કેદમાં સડતો મારી ઘરડી આંખે ન જોઈ શકાય.

**પૌરવ**—હશે, ત્યારે એમ જ તમે વ્હાઓ તો **શશિગુપ્તને** છુટો મુકી દઈએ. કારણકે હવે પછી તેનાથી ભારતભૂમિનું કોઈ પણ પ્રકારનું વધુ નુકશાન થઈ શકે એમ નથી.

**શશિગુપ્ત**—મહારાજા **પૌરવ**, મને તો મરવા જ દ્યો અને શા-

લીની વેદના ભોગવવા દો. મારા હાથે જ કરેલાં હૈયે વાગ્યાં છે. સ્વહસ્તે કરેલાં કૃત્યોનું ફલ આ જીવતરમાં સહન કરવું ઘણું મુશ્કેલ છે. એક દુષ્ટ રંડાના પાશમાં પકડાઈ મારી કુલવધૂને જે મ્હેં ભયંકર ત્રાસ આપ્યો છે તે જ રુચિર રમણીને જોગણ તરીકે નજર સમક્ષ નિહાળવી અને મરણ પર્યન્ત દાઝવું એના કરતાં આજરોજ શૂલીની વેદના ભોગવી લેવામાં મજા છે.

**ગૌરવ**—શશિગુપ્ત, શેઠ **સુન્દરદાસ**ની મરજી વિરુદ્ધ મારાથી તને દેહાન્ત દણ્ડ દઈ શકાય નહીં. તેથી હું તને છુટો કરું છું. સિપાઈઓ, **શશિગુપ્ત**ને બન્ધનમુક્ત કરો.

( સિપાઈઓ **શશિગુપ્ત**ને છુટો કરે છે. )

**શશિગુપ્ત**—ત્યારે હું હમણાં જ આ પળે મારી જીભ કરડી મારી જિંદગી ખતમ કરીશ.

**સુન્દરદાસ**—**શશિગુપ્ત**, તું જીવતો રહે. હું જ તારા ભરણ-પોષણની વ્યવસ્થા કરી આપીશ. તને કશું દુઃખ નહીં પડે.

**શશિગુપ્ત**—પણ હું દુર્ભાગી હવે જીવી શું કરું? મારા સુખનું જે સુન્દર સાધન હતું તેને જ મ્હેં મારી બુરી વર્તણુકથી ખોયું. હવે નીરસ જીવન લંબાવ્યા કરતાં પરલોક પ્રયાણ જ વધારે ઠીક છે.

**સુન્દરદાસ**—ત્હેં જ તારા હાથે બિચારીને સંસાર છોડાવી જોગણ બનાવી એમાં અમે શું કરીએ?

**શશિગુપ્ત**—તેથી જ મ્હેં મારા જીવનનો અંત આણવાનો દૃઢ નિશ્ચય આદર્યો છે. ( દાંત નીચે જીભ કચરવા જાય છે. પણ સિપાઈઓ તેને રોકે છે. )

**સરલા**—મ્હેં તમને તે વખતે ઘણાએ વાર્યા પણ મારૂં કહ્યું માન્યું નહીં. મ્હેં તો તમને સુખી કરવા આશ્રમ બદલ્યો. તો હવે પછી ફરીથી તમને દુઃખી થતા અટકાવવા માટે હું શું કરું?

**શશિગુપ્ત**—મારા અપરાધોની ક્ષમા કરી મને પાછો તમારી પવિત્ર શુશ્રૂષામાં સ્વીકારો.

**સરલા**—પણ તમે પ્હેલાં **ભારતવર્ષ**નો ઠાઠ છોડી આ મર્કટ-શાહી નકલમાં જાતિભ્રષ્ટ થયા છો તેને છોડી શુદ્ધ સ્વદેશી થઈ જાઓ.

**શશિગુપ્ત**—દિવ્ય જોગણ, તારો હુકમ માની હું આ ગુલામીનાં કાળાં વસ્ત્ર ફેંકી દઉં છું અને શુદ્ધ સ્વદેશી ખાદીનાં વસ્ત્રમાં સજ્જ થઈ તમારી સેવામાં હાજર થઉં છું. ( વિદેશી કાળાં વસ્ત્ર ફેંકી દે છે. )

**સરલા**—તો હું પણ તમારા સુખની ખાતર ભગવી કફની છોડી સફેદ ખાદીના પોષાકમાં રજુ થાઉં છું.

( ભગવાં વસ્ત્રો ફેંકી દે છે. )

**સુન્દરદાસ**—ત્યારે તો હવે આનન્દની અવધિ થઈ. પ્રિય પુત્રી **સરલા** આજે સાચી સૌભાગ્યવતી થઈ.

**પૌરવ**—બસ, હવે કોઈ વાતની ન્યૂનતા ન રહી.

**કલાવતી**—મહારાજા, જો હવે સઘળી મનોવાંછનાઓ સિદ્ધ થઈ ગઈ હોય તો બીજું કશું નહીં પણ આટલું **ભારતવાક્ય** થવા દો.

**ગાયન ૩૭ મું.**

પ્રજા રાજા સંપે અતિશય સુખી પૃથ્વી બનજો,
સમત્વાનુરાગી ગરીબ નૃપનો સ્નેહ વધજો;
ખરા યજ્ઞે રાજી સબલ **મઘવા** વૃષ્ટિ કરજો,
ધરાદેવી નિત્યે નિખિલ જનને ધાન્ય ભરજો.

**( તાબ્લો. )**

તૃતીય અંક સમાપ્ત.

**સમગ્ર નાટક સમ્પૂર્ણ.**